REGISTERED NO. B-77

# ધન્વંતરી.

# DHANVANTARI.

પુસ્તક ૧ લું.　　જાન્યુઆરી.　　અંક ૧ લો.

પાશ્ચાત્ય નુતન શોધ ખોળ અને પ્રાચીન આયુ-
ર્વેદનાં ઉત્તમ રહસ્યોને શાસ્ત્રીય રીતે ચ-
ર્ચતુ સર્વોત્તમ વૈદકીય માસીક.



પ્રકાશક.

ધી જ્વાલાપ્રસાદ ફાર્મસી.

વડનગર અને વીસનગર.

(ઉત્તર ગુજરાત.)



તંત્રી.

ડૉ. મંજુલાલ ભોગીલાલ કંથારીઆકર.

એમ. સી. પી. એસ. અને એમ. સી. એચ. સી. (કલકત્તા.)

વડનગર (ઉત્તર ગુજરાત.)

વાર્ષીક ઉપહાર રૂ. ૨. અગાઉથીજ, પોસ્ટેજ સાથે.

છુટક અંકના આના ત્રણ.

"જૈન વિદ્યાવિજય પ્રીન્ટીંગ પ્રેસ."

ખીચીરોડ—અમદાવાદ.

## વિષયાનુક્રમ.



## વિનંતી.

જે જે સજ્જન મહાશયો પ્રતિ આ માસીકનો પ્રથમાંક મોકલવામાં આવ્યો છે, ત્હેમને સવિનય પ્રાર્થના કરવાની કે તેઓએ આ માસીકના દ્વિતીય પૃષ્ઠ ઉપર આપેલો 'આરંભક અભ્યર્થના' નામનો લેખ અથથી ઇતી સુધી વાંચી જઇ માસીકમાં આવેલા અન્ય લેખોનું મનન કરવા કૃપા કરવી. તત્પશ્ચાત્ આ નુતન માસીકનો સત્કાર કરી ગુર્જર સાહીત્યની સેવા બજાવવાનું યોગ્ય લાગે તો ત્હેના લવાજમના રૂ. ૨, પોસ્ટેજ સાથે, જે અગાઉથીજ લેવાનો રીવાજ છે તે, મનીઓરડરદ્વારા તંત્રીને મોકલી આપવા મહેરબાની કરવી, નહીં તો બુકપોસ્ટથી આ અંક પરત મોકલવો: માસીક વાંચવાનું મળ્યા છતાં એ ત્હેના પોસ્ટેજનો અર્ધો આનો ખર્ચવો જે મહાશયોને યોગ્ય ન લાગે તેઓએ કાંઇ નહીં તો પોતાની ઇચ્છા એક કાર્ડદ્વારા જણાવી તંત્રીને ઉપકૃત કરવો. આમાંનું કંઇપણ નહીં બને તેવા સજ્જનોને Silence is consent એ સુત્રાર્થ પ્રમાણે ગ્રાહક ગણી દ્વિતીયાંક વેલ્યુપેએબલથી મોકલવામાં આવશે, તો ત્હેનો તેઓએ સ્વીકાર કરવા કૃપાવાન થવું. આશા છે કે અમને નીરર્થક વધુ ખર્ચમાં ઉતારવાનું કોઇપણ સજ્જન યોગ્ય નહીં ધારે.

જે જે વર્તમાન પત્રો અને માસીકોના વ્યવસ્થાપકો ઉપર આ માસીક મોકલવામાં આવ્યું છે, તેઓ આ માસીકનો ઝીલ્યુ લેવાને અને પોતાનાં પત્રો બદલામાં મોકલવાને કૃપા કરશે એવી આશા છે.

આ માસીક સંબંધી સર્વ પત્ર વ્યવહાર, મનીઓરડર વીગરે નીચેના શીરોનામ પર તંત્રીને કરવો.


તંત્રી.

ડૉ. મંજુલાલ ભોગીલાલ કથારીઆકર.

એમ. સી. પી. એસ. અને એમ. સી. એચ. સી. (કલકત્તા)

વડનગર (ઉત્તર ગુજરાત.)

॥ શ્રી ધન્વંતરયે નમઃ ॥

# ધન્વંતરી.

"MENS SANA IN CORPORE SANO." "પહેલું સુખ તે જાતે નર્યા."

પુસ્તક ૧ લું. જાન્યુઆરી ૧૯૦૮. અંક ૧ લો.

## ઉદ્દેશ.

### હરિગીત.

મમ આર્યબંધુ આજ જે આયુષ્યથી ક્ષીણ થઇ ગયા,
બહુ આવી વ્યાધીગ્રસ્ત થઇને દુઃખમાં ડુબી રહ્યા;
લઘુ દ્રષ્ટી મુખ નીસ્તેજ લઇ જ્યાં ત્યાં દીસે તેઓ હવે,
તે બંધુઓ સમજાવવા 'ધન્વંતરી' આ ઉદ્ભવે. ૧

પશ્ચિમનું એ સાચું સર્વે પુર્વનું જુઠું બધું,
મંદમતી કઇ એમ કહી સમજાવતા દીસે ઉંધું;
ગતકાલની વાતો બધી નહીં કામની આ યુગ નવે,
તે અંધ દ્રષ્ટી ટાળવા 'ધન્વંતરી' આ ઉદ્ભવે. ૨

જરી દર્દ થાતાં દાક્તરો કે વૈદ્યનો ખપ ના પડે,
સ્વાશ્રયી સઘળા થતાં ઉપચાર સાદા આવડે;
ઉદ્ધાર આયુર્વેદનો જે કાર્યમાંહી સંભવે,
તે તે બધું કરવા હવે 'ધન્વંતરી' આ ઉદ્ભવે. ૩

છેદેલ મસ્તીક બ્રહ્મનાં જે વૈદ્યવર સાંધી ગયા,
તે આર્યશ્રાએ શસ્ત્રવિદ્યા નીપુણ ધન્વંતરી કથ્યા;
નેતા અને પ્રેરકતણું જે શાન આરંભે કર્યું,
તે દેવ ધન્વંતરી સ્તવી 'ધન્વંતરી' આ ઉદ્ભવ્યું. ૪

ચિદ્રૂપ.

# આરંભક અભ્યર્થના.

આજ કાલ સર્વત્ર ભુમંડળમાં, અને વીશેષતઃ આર્યાવર્તમાં વ્યાધીનું પ્રમાણ અતિષય વધી ગયું છે, અને અનેક કોમલ આયુષ્ય કુસુમો અકાલે કરમાઈ ખરીજવા લાગ્યાં છે, ત્હેનુ મુખ્ય કારણ યથાર્થ આરોગ્ય સંપાદનનુ અજ્ઞાન, પ્રસંગે જ્ઞાન હોવા છતાં આલસ્યને લીધે થતું બેદરકારીપણું અને છેવટે વ્યાધી ગ્રસ્ત થતાં સાધારણ કુદરતી અને ઘરગથ્થુ ઉપચારોની કીમ્મત નહીં સમજતાં, ડાકટરો અને વૈદ્યોના ભુગડા અને રસાયનો ઉપર વધી પડેલો અત્યંત શોખ એજ છે. આવા પ્રસંગે મનુષ્યના મણીમય આરોગ્યનું યથાર્થ સંરક્ષણ કેમ કરવું, ત્હેનું સાદી અને સરળ ભાષામાં, પાશ્ચાત્ય પ્રદેશોમાં થતા નુતન શોધોને આધારે, આપણા આયુર્વેદને અનુકુળ કરી ઉત્તમ જ્ઞાન આપવું, અને પ્રસંગે વ્યાધીગ્રસ્ત થતાં, જેમ બને તેમ કુદરતી સાધારણ ઉપચારો, અને છેક ઘેર બેઠાં બેઠાંજ મળી શકે તેવી નીર્દોષ વગર પૈસે મળે તેવી વનસ્પત્યાદિક ઔષધીઓથી નીરામય થવાય, તેવા અનુભવપુર્ણ ઉત્તમ સાહીત્યનો પ્રસાર કરવો એજ આ માસીકનો હેતુ છે.

ગુજરાતી ભાષામાં ઉક્ત હેતુ કેટલેક અંશે ફલીભુત કરતુ ફક્ત એકજ માસીક "વૈદ્ય કલ્પતરૂ" છે. અને તે તેનું કાર્ય યથાશક્તિ, યથામતિ, બજાવે જાયછેજ. પરન્તુ જેમ તેજ માસીકના ગત માસના અંકમાં સુજ્ઞાઇથી એક સજ્જન, શા. લીલાધર મોનજી શર્મા, મેનેજર આર્યન એજન્સી, લખી જણાવે છે કે "અમારે મુક્ત કંઠે (જાહેર રીતે) કહેવું પડશે કે આવાં માસીકોની વીશેષ સંખ્યાની જરૂર છે, અને દરેક ગ્રહસ્થના ઘરમાં રામાયણની માફક વાંચવાની જરૂર છે." તેમ ખરેખર આવાં માસીકોનો પ્રચાર ગુજરાતી વાંચી લખી જાણતા પ્રત્યેક ગુર્જર બંધુના ઘરમાં જેટલો થાય તેટલો ઓછો છે, અને ત્હેનું વાંચન અને તદનુસાર વર્તન શ્રીમદ્ રામાયણના જેવુંજ પવિત્ર અને વિશ્વાસપાત્ર થવું ઘટે છે.

પુર્વોક્ત સદુદેશથીજ આ માસીકનો પ્રાદુર્ભાવ થાય છે. પ્રકાશકનો વિચાર ત્હેને બે ભાગમાં વ્હેંચી નાંખવાનો છે; પ્રથમ ભાગમાં પાશ્ચાત્ય વિદ્વાને અનુસરી લખાયલા કેટલાક લેખો, નુતન પ્રસિદ્ધી પામતી દવાઓ, પુસ્તકો વીગેરેનું અવલોકન અને વૈદકીય વીષયને લગતુ અન્ય પ્રકીર્ણ સાહીત્ય આપવામાં આવશે. અન્ય ભાગમાં પ્રાચીન આયુર્વેદના ચરક, સુશ્રુત, વાગ્ભટ્ટાદિક પ્રસીદ્ધ ગ્રંથોને આધારે તેમજ યોગી, મુની, જતી આદિક મહા-

સ્માઓ અને અન્ય પ્રખર પુરૂષોની બતાવેલી પ્રક્રિઆઓ મુજબ બનતાં ભસ્માદિક રસાયનોનું અનુભવ પુર્ણ વર્ણન આપવામાં આવશે.

આશા છે કે સદ્વિવેકી વાંચકોને આ માસીક સંતોષપ્રદ નીવડશેજ. પરન્તુ કદાચ આ ત્હેનો પ્રથમાંકજ જોઇએ તેટલો સંતોષ ન આપે તો ગુણગ્રાહકો ક્ષન્તવ્ય ગણશે. કારણ લેખકના હૃદયમાં એકાએકજ ઉદ્ભવેલી આંતરોર્મી ઘણાજ ટુંક સમયમાં સ્ફુટ થવા પામી છે અને તેથી ત્હેને પુરતો ન્યાય આપી શકાયો નથી. ઉત્તરોત્તર આ માસીક અધીકાધિક ઉપયોગી લેખો પ્રસીદ્ધ કરી ગુર્જર બંધુઓની સેવા બજાવશેજ. અસ્તુ !



## પ્લેગ-મરકી-ગાંઠીઓ તાવ.

આ રોગ આજકાલ હીંદુસ્તાનમાં એટલો બધો ઘર ઘાલી બેઠો છે કે ત્હેનો ત્રાસ વર્ષોવર્ષ કંઇને કંઇ ભાગમાં સર્વત્ર હોયછેજ. રાજા અને પ્રજા ઉભયના અતિશય પ્રયાસ છતાં તે નિર્મુળ થયો નથી, અને ત્હેની દહેશત ઘણે ભાગે લોકોમાં ઘણીજ હોય છે; આથી તે સંબંધે કેટલુંક વર્ણન અત્રે કરવું ઉચીત ધાર્યું છે.

**ઉત્પત્તિ**—મધ્ય કાલીન સમયમાં પ્લેગ એ સંજ્ઞા ગમે તેવી જાતની મહામારીને આપવામાં આવતી હતી, પરંતુ વર્તમાન કાલમાં ત્હેનો અર્થ સંકુચીત કરી ફક્ત ગાંઠીયા તાવનેજ તે ઉપનામ આપવામાં આવે છે. પ્લેગ એ એક સખત જ્વર વ્યાધી છે કે જેમાં ઘણુંખરૂં વળાં, બગલ કે ગળાની કે એવીજ બીજી કોઇ જગાની ગાંઠો સુજી આવે છે, અને પ્રસંગે ગાંઠો ફુલ્યા શિવાય પણ મૃત્યુ નીપજે છે.

એની ઉત્પત્તિના ઇતિહાસ સંબંધે અનેક કથાઓ છે, પરંતુ આપણી જાણને માટે એટલું બસ થશે કે તે ઇસ્વીસનના છેક બીજા સૈકામાં પણ હતો. હીંદુસ્તાનમાં ત્હેનો પગપેસારો હાંગકાંગ અને ચીનનાં દક્ષીણ સંસ્થાનોમાં તે સને ૧૮૯૪માં ચાલતો હતો, ત્યારથી થયો એમ કહેવાય છે; ત્યારબાદ તે સને ૧૮૯૭માં પ્હેલવ્હેલો મુમ્બાઇ બંદરમાં ફાટી નીકળ્યો.

**કારણ**—પ્લેગનું ઉપાદાન કારણ **કીટેસેટો** નામના જાપાનીઝ વિદ્યાભિજ્ઞે શોધ કરી છે તેમ, ' બેસીલસ પેસ્ટીસ ' નામના જંતુ છે, જે પ્લેગ થયેલા માણસની સુજી આવેલી ગાંઠોમાં, ત્હેના મળ મુત્રમાં, અને પ્રસંગે ત્હેના શ્લેષ્માદિકમાં મળી આવે છે. મર્ણ પછી તે શરીરની પ્રત્યેક ઇંદ્રિય-

માં હોય છે. આ જંતુ એક શળીયાના આકારના, ગોળ છેડાના, અને પુંછડીવાળા હોય છે.

છેક છેલ્લામાં છેલ્લી શોધ પ્રમાણે આ જંતુઓ વહન કરનારાં મુખ્ય સાધન તરીકે ઉંદરોના શરીર ઉપર મળી આવતા ચાંચડ અને તે દ્વારા ઉંદરોને લેખવામાં આવે છે. જ્યારથી પ્લેગ શરૂ થયો ત્યારથી શરૂઆતમાં ઉંદરોના મરણનું વધી પડતુ પ્રમાણ, અને પછી સખત ઉપદ્રવ ફાટી નીકળવો એ બેનો અતિ નીકટ સંબંધ જાણવામાં આવ્યો છે, અને તે ઉપરથી ઉંદરોને પ્લેગનું કારણ ઠોકી બેસારવામાં આવ્યું છે. એ તો ખરૂં છે કે કોઈ પણ લત્તાની હવા દુષીત થયા પછી પ્રથમ ઉંદરો મરવા લાગે છે, ત્યારબાદ ખુણે વચાળે મુવેલા તેવા ઉંદરોનો સંસર્ગ-કહો કે તેમના ચાંચડદ્વારા-અન્ય સાજા ઉંદરો સાથે થતાં તેઓનો પણ અંત આવે છે. આ પ્રમાણે મૃત ઉંદરોના શરીરોની ઉષ્ણતા જતી રહેતાં સાધારણ રીતે તેઓ તેવાજ ઉષ્ણ રક્તવાળા ( Warmblooded ) મનુષ્ય પ્રાણી પ્રતી આકર્ષાય છે અને હેને પણ તે રોગનો ભોગ કરે છે. આ રીતે ચાંચડ-ઉંદર અને માણસનો પરસ્પર સંબંધ હોવાથી પ્લેગ કમીશને શોધી કહાડયો છે, અને હેની સલાહ પ્રમાણે ઉંદરોનો નાશ એ પ્લેગ નાબુદ કરવાનું સર્વોત્તમ સાધન હોવાથી અત્યંત મોટા પ્રમાણમાં ઉંદરોચ્છેદક સંગ્રામ (Rat-destruction Campaigns) ઠેકઠેર થવા લાગ્યા છે.

હવણાં વળી હાવરા-કલકત્તાના રસાયણશાસ્ત્રી મી. જે. બોય્ડ ણુયરે એક નવી શોધ કરી છે કે, સાધારણ રીતે મળી આવતા વંદા (Calandra Oryza), પ્લેગ ઉત્પાદક જંતુનાં ઘર છે. આ વંદા જુદી જુદી જાતનાં અનાજ અને મુખ્યત્વે કરીને રાંધેલાં ધાનને બહુ ત્વરાથી દુષીત કરી મુકે છે. આવી રીતે દુષીત થયેલા દાણાને ઉંદરો ખાય છે, તેથી હેમને પ્લેગ લાગુ પડે છે. પછી ઉંદરોના ચાંચડદ્વારા તે બીજા ઉંદરોને અને છેવટે આગળ જણાવી ગયા તેમ માણસોને તે લાગુ પડે છે. ઉનાળાની રૂતુમાં પ્લેગ વધે છે હેનું કારણ તે રૂતુમાં આ વંદાઓનું વધી પડવું તે છે મી. બોય્ડ જણાવે છે કે માણસોને પ્લેગ લાગુ પડવાનું મુખ્ય દ્વાર બજારમાં વેચાતી સાધારણ મીઠાઈ છે, જેમાં હલકી જાતના ચોખાનો લોટ આવે છે, અને જેને પુર્વોક્ત વંદાઓએ બહુ ત્વરાથી દુષીત કરી નાંખેલો હોય છે. આ રીતે વાસી મીઠાઈ એ પ્લેગના જંતુનાં ઘર છે, અને હેમાં તેઓ બહુ અજાયબી રીતે વધે છે. આ વાતનો સત્યાર્થ એટલા ઉપરથીજ સીદ્ધ થાય છે કે જેઓ

મુખ્યત્વે કરીને બજારની મીઠાઇઓ, હલકા ચોખા અને તેવાંજ બીજાં અનાજો ઉપર ગુજરાન ચલાવે છે, તેઓનુંજ પ્રમાણ પ્લેગનાં મર્ણમાં વિશેષ હોય છે. મી. બોગ્ડ બુચરે પ્લેગના વિષયનો અભ્યાસ છેક હેની શરૂઆતથીજ કર્યો છે અને લાંબા વખતનાં અનુભવ પછીજ તેઓએ આ વાત જાહેરમાં મુકી છે, એમ તેઓ જણાવે છે.

આ પ્રમાણે વળી જો વંદાનું મધ્યસ્થપણું પ્લેગ ફેલાવવામાં સીદ્ધ થયું તો ઉંદરોચ્છેદક સંગ્રામની પેઠે "વંદાવધ વિગ્રહ" પણ થવા લાગશે ને બિચારો ભદ્રંભદ્રે ભાખેલું ભવિષ્ય સીદ્ધ થવાનો સમય આવશે. કાળ જે ન કરે તે ઓછું!

ચાંચડ, ઉંદર, વંદા, અને એવાંજ બીજાં કોમળ સુક્ષ્મ પ્રાણીઓને પ્લેગ જેવા વ્યાધીનાં જ્યારે તેઓ પ્રથમમથીજ ભોગ થઇ પડે છે, ત્યારે હેમને મનુષ્યની વધારે મુલ્યવાન જીંદગીના બચાવ અર્થે, કુદરતનાજ નિયમાનુસાર આત્મ ભોગ આપનારાં વીરલ જીવાત્માઓ તરીકે લેખવાને બદલે, હેમનોજ ખોળી ખોળીને વગર મોતે ખોડો કાઢવો, એ પણ સૃષ્ટી વીકાસમાં આગળ વધેલા મનુષ્ય પ્રાણીની વીચીત્રતાજ! દુષીત વાતાવરણના સુચક ચીન્હે તરીકે હેમનું મર્ણ લેખી જેટલી બને તેટલી ત્વરાથી હવા ઉજાસ, સાફસુફ અને ચુનોચ્છાદન તથા અન્ય ગંધાદિક પદાર્થોથી ગ્રહશુદ્ધી થઇ શકતી હોય તો તે કરવી, નહી તો ગ્રહ પરિત્યાગ કરી અન્ય નિર્ભય સ્થાનમાં જઇ રહેવું, એજ પ્લેગથી બચવાનો સીધો ઉપાય છે, નહીં કે નીર્દોષ પ્રાણીઓનો નાશ કરવો. ઉલટું તેમ કરવાથી તો ઇશ્વરી પ્રકોપ વધારે થશેજ એમ હીંદુ ધર્મના લોકો તો દ્રઢપણે માનતા આવ્યા છે, અને તે ઘણે અંશે અમને તો વ્યાજબીજ લાગે છે. કારણ ચાંચડ, ઉંદર, કે માણસ બધામાં એ પ્લેગનું કારણ તેઓ પોતે નહીં પણ પ્લેગના જંતુ, "બેસીલસ" પેસ્ટીસ છે, એમ હાલની વીદ્યા માને છે તો તે જંતુનોજ કોઇપણ રીતે ઉચ્છેદ થઇ શકતો હોય તો તે કરવાને બદલે અન્ય પ્રાણીઓનો નાશ કરવો, તે તો 'પાડાને બદલે પખાલીને ડામ' દેવા જેવું થાય છે.

વળી વધારે કહીએ તો એવી જાતના બીજા જંતુજ પ્લેગ, કોલેરા કે એવાજ બીજા ચેપી લેખાતા રોગોનું મુળ ઉત્પાદક કારણ છે કે તેઓ તેવા રોગજન્ય ઝેરી, યા સંવાહક નીરૂપયોગી પદાર્થો છે, તેનુંજ સંતોષકારક નીરૂપણ થઇ શક્યું નથી. પ્રયોગ શાળાઓમાં ઘણી ખંતથી કરેલા શોધો ઉપરથી એમ જણાય છે કે ઘણા કેસોમાં તેઓને રોગના ઉત્પાદક કારણ લે-

ખી શકાય, જ્યારે ઘણામાં, તેટલીજ ખંતથી તેવાજ સંયોગો વચ્ચે કરાયલા પ્રયોગોથી સીદ્ધ થયું છે કે અમુક જાતના જંતુઓ ત્હેમને નીર્ણીત કરેલા વ્યાધીઓ ઉત્પન્ન કરવામાં સાધનભુત નીવડયા નથી. જેમ કીટસેટોનો બેસીલસ પેસ્ટીસ પ્લેગનું ઉપાદાન કારણ લેખવામાં આવે છે તેમ 'કૉક'નો કોમા બેસીલસ કોલેરાનું મુખ્ય કારણ લેખવામાં આવે છે. આ કોમા બેસીલસ, પોતાના શરીરને કશી પણ હાની કરી શકે તેમ નથી' એવો દૃઢ નિશ્ચય સ્થાપીને, પોતાના પ્રતિપક્ષી કૉકને અને આખી દુનીયાને સમ્પુર્ણ ખાત્રીથી સીદ્ધ કરી આપવાને માટે, ૧૮૯૨ ની કોલેરાની મહામારી વખતે પૅટીનકૉફર નામનો એક અતિ પ્રસીદ્ધ જર્મન વિદ્યાભિજ્ઞ કોલેરાના કેટલાક, સખત, સ્વચ્છ, તાજા કોમા બેસીલસ ખાઈ ગયો હતો, અને ત્હેને કશું જ થયું નહોતું એ જગજાહેર છે. આ ઉપરથી પૅટીન કૉફર એમ કહેવા માગતો નથી કે કોઇપણ સ્થીતીમાં, કોઇપણ વખતે, કોલેરા કે એવાજ કોઇ બીજી જાતના જંતુ માણસને અસર કરી શકતા નથી, પરન્તુ ફક્ત એટલુંજ કહેવા માગે છે કે જંતુઓ ઉપરાંત તદ્ગ્રાહક વ્યક્તિની શારીરીક અને માનસીક સ્થીતી, તે જંતુઓની વૃદ્ધી અર્થે અનુકુલ હોય તોજ તેઓ અસર કરી શકે છે, નહીં તો કશું થતું નથી.

આ ઉપરથી એ સહજ જણાશે કે એક તન્દુરસ્ત શરીર કે જેને કુદરતી ઉપાયોથીજ નીરોગ રાખવામાં આવ્યું છે, અને જેને સાધારણ રીતે પણ વ્યાધીગ્રસ્ત થતાં કેવલ કુદરતી ઉપાયોથીજ તત્કાલ નીરામય કરવામાં આવે છે, ત્હેને આવા જંતુઓથી ઉત્પન્ન થતા સ્પર્શજન્ય રોગોનો હાલ જેટલો ભય રાખવામાં આવે છે તેટલો ભય રાખવાનું કાંઇપણ કારણ નથી. રોગ ઉત્પન્ન કરવામાં આ જંતુઓનો કેટલો હાથ છે, બલ્કે રોગોની સાથે તેઓનો શું સંબંધ છે એ વાત સીદ્ધ થવાનું આપણે ભવિષ્ય ઉપર રાખીએ, તેમ છતાંએ ત્હેમનેજ રોગનાં ઉપાદાન કારણ ગણીએ તોપણ ત્હેમનાથી ડરવાનું કુદરતને અનુસરતા પુરૂષને લગારે નથી. કદાચ ત્હેના શરીરમાં તેઓ પ્રવેશશે તોપણ ત્હેમનું વૃદ્ધીસ્થાન (Breedirg plnc0) તત્ર નહીં હોવાથી તેઓ તરતજ નાશ પામવાના એ નીઃસંશય છે. આ ઉપરાંત પેટીન કૉફરના જેવી માનસીક સ્થીતીથી થતો દૃઢ સંકલ્પ પણ રોગોને દુર રાખવામાં કેટલો બધો સાધનભુત નીવડે છે તે અધ્યાત્મીક વીષયમાં તો અગે ઉતરતાજ નથી.

પ્લેગની એક જાત જે "ન્યુમોનીક પ્લેગ" ( ફેફસાંના સોજાવાળી જાત ) ના નામથી ઓળખાય છે, તેમાં લોકે શ્વાસોશ્વાસદ્વારા તે રોગ ઘ-

હુણ થવાનો સંભવ છે, તેમ છતાં ગ્રંથીક પ્લેગ આવી રીતે ભાગ્યેજ ગ્રહણ થાય છે. તે તો ઘણું ખરૂં પ્લેગ દુષીત થયેલાં રહેવાનાં ઘરો અને વસ્ત્ર વીગરે કે જે દરદીના મળ મુત્ર અને શ્લેષ્માદિકના સંબંધમાં આવ્યા હોય છે, ત્હેમના સંસર્ગથી ઉત્પન્ન થાય છે. શરીરમાંની ઘણી ખરી છેક ઉપરનીજ ચામડી નજીકની ગાંઠોનું ઘણાખરા કેસોમાં ફુલી આવવું તે એ બતાવે છે કે ઝેર ઘણુંખરૂં ચામડીમાં પડેલી ફાટો કે ચીરા યા ચાંદા વીગેરે દ્વારા શરીરમાં દાખલ થાય છે. સાથે સાથે એ પણ યાદ રાખવું જરૂરનું છે કે નાક, મ્હોં અને વળી ગુહ્યેંદ્રિયોનાં આંતરાચ્છાદન ( Mucous Membranes ) દ્વારા પણ તે ઝેર પ્રવેશી શકે છે, પરન્તુ હોજરી અને આંતરડાંમાં તેમ ભાગ્યેજ બને છે.

પ્લેગના સંબંધમાં એ પણ જાણવું અગત્યનું છે કે સ્વચ્છતા અને ગંદકીની સાથેનો ત્હેનો સંબંધ પણ નક્કી થઇ શકે તેમ નથી, એટલુંજ નહીં પણ વળી એમ સીદ્ધ થયું છે કે ધુળ વીગેરેમાં મળી આવતા કેટલાક જંતુઓ ( Saprophytes ) તો પ્લેગના જંતુનો નાશ કરે છે, વર્ષની રૂતુ અને હવા પાણી સાથે પણ ત્હેને કેટલોક સંબંધ છે, પરન્તુ તે નિયમ સર્વ સ્થળે એક સરખોજ જળવાઇ રહેતો નથી. ઘણી ઠંડી કરતાં સખત તાપમાં તે રોગ નહીં જેવો થઈ જાય છે, એમ અનુભવાયું છે. ત્હેની જાળમાં ન્હાના અને મ્હોટા સર્વ કોઇ સપડાઈ જાય છે, પરન્તુ જુવાન માણસોમાં તે વધારે અને પચાસ વર્ષ ઉપરાંતની ઉમ્મરના માણસોમાં તે ઓછો એમ પણ જણાયું છે. પ્લેગ એક વખત થયા પછી બીજીવાર થવાનો સંભવ ઘણો ઓછો રહે છે.

**ચીન્હ**—પ્લેગની બે ત્રણ જાતો જાણવામાં આવી છે, જેમાંની મુખ્ય અને સૌથી વધારે ઉપયોગી ગ્રંથીક પ્લેગ છે. આમાં ખાસ કરીને ગાંઠ નીકળવી એ મુખ્ય ચીન્હ છે. શરીરની અંદર ઝેર દાખલ થયા પછી બેથી પાંચ દિવસમાં તે રોગ લાગુ પડે છે, અને ત્હેની શરૂઆત માથું દુખવું, ફેર, ચકરી, ગાત્રની શીથીલતા, અને અતિશય થાક લાગ્યો હોય એવાં ચીન્હોથી થાય છે. તરતજ થોડી ઘણી કંપારી આવી તાવ આવે છે. કોઇ કોઇ વખત શરૂઆતની આ અવસ્થામાં દરદી વીચીત્ર બેભાન અવસ્થામાં આવી જાય છે, ઉભો યા બેઠો રહી શકતો નથી, અને વાણી ભાગી તુટી તોતડી થઇ જાય છે; અથવા તો ત્હેનામાં અતિશય બેચેની અને વર્ણી ન શકાય તેટલો ભય આવી જાય છે. પ્રસંગે ઉલટી, ઝાડો અને વાયુ પણ થઇ આવેછે. તાવ ઘણું ખરૂં સખત ૧૦૨° થી ૧૦૪° ડીગ્રી અથવા ઘણા ભયંકર કેસોમાં ૧૦૭°

ટીથી, અને નાડીનો વેગ ૧૦૦ થી ૧૩૦ હોય છે. જીભ પહેલાં ભીનાશ-વાળી અને સફેદ હોય છે પરંતુ વખત જતાં, સુકી અને કાળી પડવા માંડે છે, હોઠ અને દાંત ઉપર છારી વળે છે અને છેવટે ઉન્માદ અથવા બેભાનાવસ્થા પ્રાપ્ત થતાં નાડીનો વેગ મંદ પડે છે અને હાથ પગ ઠંડા થઈ જાય છે. મુત્ર ઘણું થોડું, આમ્લ, કાળાશપર, અને ઘણુંખરૂં આલ્બ્યુમન વાળુ હોય છે. ઘણા ભયંકર કેસોમાં તે તદ્દન બંધ થઈ જાય છે. એક બે અથવા ત્રણ દિવસ તાવ આવ્યા પછી વળાં, બગલ કે ગળાની બાજુએ ગાંઠ દેખાવ દેછે. ઘણું ખરૂં એકજ જગાની ગાંઠો ફુલે છે, અને તે બહુધા વંખાનીજ હોય છે, સોજો ઘણી વખતે એક ગોટલા જેટલો અથવા તેથી પણ વધારે હોય છે, અને ત્હેમાં ઘણું દરદ પણ થાય છે. દરદી જો જીવે છે તો આ ગાંઠો ઘણું ખરૂં સાતેક દિવસ પછી પાકીને ફુટે છે. શરૂઆતમાં ગાંઠ જો વેરાઈ જાય છે તો દરદીનો બહુધા અંત આવે છે. આ સંબંધમાં એ જાણવું અગત્યનું છે કે પ્રત્યેક માણસને ઘણુંખરૂં દરેક સાંધા આગળ ઝીણી ઝીણી ગાંઠો હોય છેજ. શરીરમાં કોઈ પણ જાતનું ઝેર પ્રવેશતાં ત્હેને રક્તાભિસરણની અંદર ફરતા દઈ, અન્ય ઉપયોગી અવયવોને નુકશાન કરવા દેવાને બદલે, ત્હેને પકડી લઈ, બની શકેતો ત્હેનો નાશ કરવો, નહીં તો પોતે ફુટી જઈ તે ઝહેરને બ્હાર કાઢી નાંખવું, એ પણ આ ગાંઠોનો એક ધર્મ હોય છે. વીંછી કે એવાંજ બીજાં કોઈ ઝેરી જાનવર કરડતાં ફુલી જતી આ ગાંઠો, તેમજ પ્રમેહ, ચાંદી, વીગેરે ઝેરી રોગોમાં નીકળતી બદો, એ બધાં ઉક્ત હેતુજ સુચવે છે, એ સહજ ધ્યાનમાં આવશે. પ્લેગ જેવા રોગોમાં ત્હેના પ્રબળ ઝેરને પકડી લઈ અન્ય અવયવોને નુકશાન કરતું અટકાવવું, એ આ ગાંઠોનો હેતુ હોવાથી, તેઓ ખરેખર માણસને આશીરવાદ રૂપજ છે પરન્તુ તેઓ આશીરવાદ રૂપ ત્યારેજ નીવડે છે કે જ્યારે આપણે ત્હેમને ત્હેમનું ઝેર બ્હાર ફેંકી દેવામાં મદદ કરીએ ત્યારે અટલે કે તેઓ બહાર નીકળી ફુટી જાય તેવું કરીએ ત્યારે, નહીંતો ઝેરનું પ્રાબલ્ય વધતાં તે ફરીથી સુસાવા માંડે છે, અને ગાંઠ પ્રસરી જતાં દરદીનું મૃત્યુ નીપજે છે.

કોઈ કોઈ વખત ગાંઠોની સાથે પગે, જાંઘોમાં કે ગળાની પછવાડે ગુમડાં નીકળે છે, અને મર્ણ તુલ્ય કેસોમાં, મર્ણ પહેલાં થોડીવાર આગમચ ગાંઠોની આસપાસ અથવા આખા શરીરે કાળાં ચાઠાં પડી જાય છે, અથવા ચામડીની નીચે મોટાં ચકામાં પડે છે. પ્રસંગે નાક, ફેફસાં,

હોજરી અથવા આંતરડાંમાંથી લોહી પણ પડે છે. ઘણુંખરૂં મર્ણ થવાનું હોય તો છ દિવસમાં જણાય છે, નહીતો દરદી ત્યારબાદ આશાપથારીએ પડે છે, પરન્તુ ગાંઠો પાકવાને લીધે મંદવાડતો ઘણા દિવસ ચાલે છે.

પ્લેગની એક જાત ' સેપ્ટીસીમીક પ્લેગ ' કરીને છે ત્હેમાં દરદી ૨૪ કલાકમાંજ મરણ શરણ થાય છે. ગાંઠો થોડી થોડી ફુલે છે કે નથી પણ ફુલતી. નાડી એકદમ મંદ પડી જાય છે, તાવ અતિષય ચઢે છે, અને ઉન્માદ કે બેભાનાવસ્થા પ્રાપ્ત થતાં દરદીનો અંત આવે છે.

**ન્યુમોનીક પ્લેગ**—આ જાત મુંબાઇમાં પ્હેલ વ્હેલી ૧૮૯૬માં જોવામાં આવી. આની શરૂઆત પણ બ્યુબોનીક પ્લેગની પેઠેજ થાય છે, પરન્તુ એક બે દિવસમાં ફેફસાં અને શ્વાસ નળીનાં ચીન્હો વધારે ધ્યાન ખેંચનારાં થઇ પડે છે. શ્વાસોશ્વાસ ઉપરચોટીયા અને ઘણા વધારે થઇ પડે છે, અને ઉધરસ રક્ત મિશ્રીત ગળફા સાથેની હોય છે. ઉંઘ બીલકુલ આવતી નથી, બેચેની ઘણી વધે છે, ઉન્માદ જલદી શરૂ થાય છે અને મૃત્યુ ત્રણેક દિવસની અંદરજ નીપજે છે. ફેફસાંમાં કફને લીધે થતા જુદી જુદી જાતના અવાજો ચોખ્ખી રીતે સંભળાય છે અને મર્ણ પછી પણ ફેફસાંમાં થયેલા ફેરફાર દ્રષ્ટીગોચર થાય છે. ગાંઠો ઘણુંકરી આ જાતના પ્લેગમાં નીકળતી નથી, પરંતુ પ્લેગના જંતુ દરદીના શ્લેષ્મ અને ફેફસાંમાં મળી આવે છે.

બીજી પણ પ્લેગની એક બે જાત જાણવામાં આવી છે, ત્હેમાં તાવ થોડો અને બીજાં બધાં ચીન્હો પણ સુક્ષ્મ હોય છે કે જેથી દર્દી મંદવાડ દરમીયાન હરીફરી શકે છે.

**નીદાન**—કોઇપણ નવી જગાએ પ્લેગ શરૂ થતાં ત્હેના નીદાન વખતે ઘણી વખત મુશ્કેલી પડે છે તે એટલે સુધી કે પ્લેગના તાવને સાધારણ મેલેરીયાનો તાવ કે એવીજ કોઇ જાતનો ઝેરી તાવ લેખવામાં આવે છે, અને ગાંઠને પ્રમેહ કે ગરમીમાં થતી બદ તરીકે ગણવામાં આવે છે. પરંતુ પ્લેગના તાવમાં એકદમ નીસ્તેજ થઇ જતો ચ્હેરો, અસંબંધ વાચા, ઉભા રહેતાં શરીરનું અસ્થીરત્વ, અને છેવટે નીકળતી ગાંઠો એ ન ભુલી શકાય એવાં ચીન્હો છે તો પણ જ્યાં સુધી પ્લેગના જંતુને દરદીના શ્લેષ્મ, કફ, રકત કે ગાંઠની રસીમાં સુક્ષ્મદર્શક યંત્ર વડે જોયા નથી ત્યાં સુધી તો નીદાન સમ્પુર્ણ કરી શકાયજ નહી.

પ્લેગના દર્દીઓનું મર્ણ પ્રમાણ ૩૦ થી ૮૦ ટકા જેટલું અનુભવવા-

માં આવ્યુ છે. જુદા જુદા પ્રાંતોમાં અને જુદી જુદી સ્થીતીના લોકોમાં તે જુદુ જુદુ હોય એમ માલુમ પડે છે.

**ચીકિત્સા-ઉપચાર.**—પ્લેગ જેવા ભયંકર દર્દમાં અમ.રે સખેદ જણાવવું પડે છે કે મ્હોટા મ્હોટા વિશારદ પુરૂષો પણ સતત મથ્યા કરતા હોવા છતાં કંઇ ખાસ દવા હજુ સુધી શોધી કહાડ નથી. અત્યાર સુધી જે કંઇ ઉપચાર કરવામાં આવે છે તે બધા દર્દનાં પૃથક પૃથક ચીન્હોનેજ શામક અસર કરે છે. તાવ, બેભાનાવસ્થા, દર્દ અને અંતઃકર્ણનું નબળું પડવું, એ ચાર મુખ્ય ચીન્હોમાં જેની જેની દરકાર લેવાની વધારે જરૂર હોય ત્હેના ઉપચાર, અફીણની જુદી જુદી બનાવટો, અનેક ઉત્તેજક દવાઓ, બરફ ને બ્હાર લગાડવો ઇત્યાદિક પ્રયોગોથી થાય છે. **કેન્ટલી** શરૂઆતમાંજ કેલોમલ કે બીજી કોઈ રેચક દવાઓથી પેટ સાફ રાખવાની ભલામણ કરે છે, **યરસીને** પ્લેગ લાગુ પડયા પછી પણ ઉપયોગ થઈ શકે તેવી એક જાતની રસી ઓળી કાઢી છે, અને તે **કેલમેટ** ભલામણ કરે છે તેમ છેક સપાટી ઉપરની રક્તવાહીની ( Vein ) માં ત્વચાની અંદર પીચકારી મારી દાખલ કરવાની છે.

પ્રોફેસર ગજ્જરના પ્લેગ સોલ્યુશને પણ પ્લેગના તાવ ઉપર તથા ત્હેનુ ઝેર નાબુદ કરવામાં ઘણી ફત્તેહ મેળવી છે. ચાળીસ ટીપાં દર ત્રણ કલાકે તાવ ઉતરતા સુધી આપવાનાં છે. ડાકટરો વીગેરે અનુભવી માણસો માટે ત્હેમનું લાઇકર આયોડીન ટરકલોરાઇડ વધારે સારૂ છે.

એક અનુભવી નીચેની દવાનો પણ પ્રયોગ કરવા આગ્રહપુર્વક લખેછે; બે ડ્રામ કપુરને એક ઔંસ સલફ્યુરીક ઇથરમાં ઓગાળવું. પછી ત્હેને ઓલીવ ઓઇલની એક શીશીમાં મેળવી, સારી રીતે હલાવી એકત્ર કરવું. આ મીક્ષ્ચરના બે મ્હોટા ચમચા ભરાય તેટલી દવા દર અડધા અડધા કલાકે દરદીને આપવી. ઉપર સારા પ્રમાણમાં બળશીનો ચ્હા અથવા ચોખાનું પાણી પીવા આપવું. પ્લેગ સાફ માલૂમ પડે કે તુર્તજ ચારથી આઠ ઔંસ ઓલીવ ઓઇલ પાઇ દેવું. શરીર ઉપર પણ સારી રીતે ઓલીવ ઓઇલ ચોળવું.

લીંબડાનો પ્લેગ અટકાવવા અને મટાડવા તરીકે ગામડાના લોકોમાં ઘણો ઉપયોગ થાય છે. ત્હેના પાંદડાનો રસ કાઢી દિવસમાં પણ ચાર વખત પાવામાં આવે છે. ઘરમાં ત્હેની ધુણી દેવામાં આવે છે. દરદી અને ઘરના માણસોને માટે રસોઇ પણ લીંબડાનાં લાકડાંથીજ બનાવવામાં આવે છે. ટું-

કામાં લીંબડાનું સર્વાંગ પ્લેગ પ્રતિબંધક અને વિનાશક તરીકે અત્યંત ઉપયોગી છે.

લીંબડાનો અને કુંગળીનો રસ દરેક તોલો ૧॥ પ્લેગ ઉપર પાવામાં આવે છે.

કુબાનું પાણી મરી નાંખી તેજ પ્રમાણે અપાય છે. ગાંઠ ઉપર—પાકા કળીચુનાના કાંકરાને (પાણી નાંખ્યા શિવાય ) તલના તેલમાં ઘુંટી, માંખણ જેવો થાય ત્યારે ગાંઠ ઉપર એક ચોકડી અને આસપાસ કુંડાળુ થાય તેવી રીતે ચોપડવાથી ગાંઠ પાકી ફુટી જાય છે.

હાથીદાંતને પાણીમાં ઘસી ચંદન જેવું થાય ત્યારે ત્હેનો લેપ કરવાથી પણ ગાંઠ પાકે છે.

ભેંસા ગુગળને બારીક વાટી, પાકા કેળા સાથે મલમ કરી ત્હેની પટ્ટી મારવાથી ગાંઠને તારવી ફાડે છે.

ગજ્જરનો ગાંઠનો મલમ પણ ગાંઠ ઉપર ઘસવાથી સારો ફાયદો થાયછે.

તાવના જુદા જુદા ઉપચાર આજ અંકથી શરૂ થતા તાવના લેખમાં બતાવ્યા પ્રમાણે યોગ્ય લાગે તેમ કરવા.

પ્લેગ થયા પછી ઉપચાર કરવાને બદલે ત્હેને થતોજ અટકાવવા માટે આગળ આપેલી સુચનાઓ ધ્યાનમાં લઈ શરીર નીરોગ રાખવાની અગત્ય ઉપર ફરીથી અમે વાંચકોનું ધ્યાન ખેંચીએ છીએ. તેમ છતાં જેઓને સંસારીક અગવડોને લીધે શરીરની પુરતી દરકાર રાખવાનું બની શકે તેમન હોય તેઓએ નીચેની કોઇ દવાઓમાંથી એકાદનું પ્લેગ ચાલતો હોય તેવા વખતમાં નીત્ય સેવન કરવું.

ગજ્જરનું જરમીસાઇડ દરરોજ ૧૦ થી ૩૦ ટીપાં પાણી સાથે કાચના વાસણમાં લેવાં.

ઇપીકાકયુઆના, કવીનાઇન, કારબોલીક એસીડ, અને કપુરની બનાવેલી ગોળીઓ; જે ઘણુંખરૂં ગાયકવાડી રાજ્યમાં સરકારી દવાખાનાઓમાં એક આનાની ૩૦ ના ભાવથી 'પ્લેગ પ્રતીબંધક ગોળીઓ' તરીકે વેચાય છે, તેને મળતીજ છે, ત્હેનું નીત્ય સેવન કરવું.

ધી બાલાપ્રસાદ ફાર્મસીમાં બનતી "આયુષ્ય સંરક્ષક ગુટી" જેનું વર્ણન પુંઠા ઉપરની જાહેર ખબરમાં છે, તે દરરોજ બે લેવી.

પ્લેગથી બચવાને માટે હાફકીને એક રસી શોધી કાઢી છે, જે રસી

બીજું કાંઇજ નહીં પણ પ્લેગના જંતુને એક જાતના પદાર્થ ઉપર ઉછેરી, પછીથી ગરમી આપી, મારી નાખવામાં આવે છે તેજ છે. આ રસી શરીરની અંદર દાખલ કરવાથી તાવ વીગેરે આવી એક ન્હાના પ્રકારનો પ્લેગજ થાય છે, અને જેમ એક વખત પ્લેગ થયેલાને ફરી તે થતો નથી તેમ આ રસીથી પણ બને છે. પરંતુ આ રસીની અસર ત્હેને શરીરમાં દાખલ કર્યા પછીથી ૭ માસથી વધારે રહી શકતી નથી, તો તેટલા જુજ વખત માટે શરીરની અંદર આવું ઝેર દાખલ કરવાની તરફેણમાં તો જેમ ઘણા વિદ્વદ્વરો નથી, તેમ અમે પણ એક વિરૂદ્ધ મતના છીએ.

કેલમેટ વળી આ જંતુઓને મારી નાંખ્યા પછી ત્હેમને ધોઈ સાફ કરી, ત્હેમના ઝેર શિવાયનાં એકલાં મુડદાંજ શરીરની અંદર દાખલ કરવાની ભલામણ કરે છે. અમારો અભિપ્રાય તો જ્યાં સુધી કુદરતી ઉપાયોથી નીરોગ રહી શકાતું હોય ત્યાં સુધી જોખમકારક દવાઓનું પણ સેવન કરાવાનો નથી તો આવી રસીઓની તરફેણમાં તો નજ હોય એ સાહજીક છે.

# ઐચ્છીક પ્રજોત્પત્તિ.

યાને

## મરજી પ્રમાણે બાળકો ઉત્પન્ન કરવાની રીત.

આ સંબંધે આર્ય વૈદકશાસ્ત્રના તેમજ પાશ્ચાત્ય અન્ય વિદ્વદ્વરોના શા શા અભિપ્રાય છે, ત્હેનોજ આ લઘુ લેખમાં ઉલ્લેખ કરવો ધાર્યો છે.

સુશ્રુતાદિકનું માનવું એવું છે કે સ્ત્રીની રજસ્વલા અવસ્થા પછીની એકી, એટલે પહેલી, ત્રીજી, પાંચમી, અને સાતમી, એવી રાત્રીઓએ ત્હેનો પુરૂષ સાથે સંયોગ થતાં ગર્ભાધાન થાય તો પ્રજા માદા એટલે સ્ત્રી જાતિની ઉત્પન્ન થાય છે, અને બેકી એટલે બીજી, ચોથી, છઠ્ઠી, આઠમી, એવી રાત્રીઓએ ગર્ભાધાન થાય તો ગર્ભ નરજાતિનો નીવડે છે. અને એક એવું પણ મત છે કે સંયોગ સમયે પુરૂષનું વીર્ય અધિક પ્રમાણમાં હોય તો પ્રજોત્પત્તિ નરજાતની થાય છે, અને સ્ત્રીનું રજ વધારે હોય છે તો ગર્ભ નારીજાતીનો નીવડે છે, બન્ને સમાન હોય તો નપુંસક પ્રજા થાય છે. આ બન્ને મતની પુર્તીમાં કે ત્હેના વીરૂદ્ધ જોઇયે તેટલા પુરાવા આર્યશાસ્ત્રોમાંથી મળી શકતા નથી એટલે ત્હેની તરફેણમાં યા સામું અમારે કાંઇજ બોલવાનું નથી.

આ સંબંધે ડો. સેક્ટ નામના એક અમેરીકન વિદ્વાને પ્રયોગોસહ ચમત્કારીક શોધ કર્યો છે, જેને ડો. ટ્રોલ નામનો એક પ્રસિદ્ધ અંગ્રેજ વિદ્યાસિદ્ધ સમ્પુર્ણ અનુમોદન આપતાં લખે છે કે "ડો. સેક્ટના નિયમો તદ્દન ખરા અને વિશ્વાસપાત્ર છે."

ડોકટર સેક્ટનું એવું ધારવું છે કે પુરૂષનો જમણો વૃષણ અને સ્ત્રીનું જમણી બાજુનું બીજાશય (Ovary) બન્નેમાં નરજાતીની પ્રજા ઉત્પન્ન કરવાની શક્તિ છે, અને પુરૂષના ડાબા વૃષણ અને સ્ત્રીના ડાબા બીજાશયથી માદા પ્રજા ઉત્પન્ન થાય છે. આના સમર્થનમાં તેણે અનેક પ્રયોગ કર્યા છે;—

૧ એક કુતરાનો જમણો વૃષણ શસ્ત્રક્રીયાથી કાપી નાંખી ત્હેને સાજો થયા બાદ એક કુતરીની સાથે રાખવામાં આવ્યો. ત્હેમના સંયોગથી ઉત્પન્ન થયેલાં બચ્ચાં સર્વ કુતરીઓજ હતી. એજ કુતરીને બીજા બન્ને વૃષણ સાજા હતા તેવા કુતરા સાથે રાખવામાં આવી ત્યારે ત્હેની પ્રજા કુતરા અને કુતરીઓ બન્ને થઈ.

૨ હવે તે કુતરીનું ડાબુ બીજાશય ઓવેરીઓટોમી નામની શસ્ત્રક્રિયાથી છેદી નાંખવામાં આવ્યું, અને ત્હેને ઉપરના જમણા વૃષણ કાપેલા કુતરા સાથે ઘણા વખત સુધી રાખવામાં આવી. તેમના અનેકવાર સંયોગ થયા છતાં બિલકુલ પ્રજોત્પત્તિ થઇ નહીં, કારણ જમણા બીજાશયના બીજ અને ડાબા વૃષણના વીર્યથી ગર્ભાધાન થઇ શકતું નથી. પરંતુ જ્યારે ત્હેને બીજા ડાબા વૃષણ કાપેલા કુતરા સાથે રાખવામાં આવી ત્યારે ત્હેણે બધા કુતરાઓને જન્મ આપ્યો. આ ડાબા વૃષણ કાપેલા કુતરાને અન્ય સાજી કુતરી સાથે રાખવામાં આવ્યો તોપણ બચ્ચાં નરજાતિનાંજ થયાં.

જમણા વૃષણ કાપેલા કુતરાને જ્યારે જ્યારે સાજી કુતરીઓ સાથે રાખવામાં આવતો, ત્યારે ત્યારે બચ્ચાં કુતરીઓજ થતી. આ શિવાય આવા અનેક પ્રયોગો બીલાડીયો ઇત્યાદિક ઉપર કરી જોઇ પુરી ખાત્રી થયે ડોકટર સેક્ટે પોતાનો અભિપ્રાય બહાર પાડયો છે. જે ડો. સેક્ટના "જાતી નીર્ણય કરવાના કાયદા" (Dr. Sext's Laws of determining Sex.) ના નામથી ઓળખાય છે ત્હેનું તારતમ્ય નીચે પ્રમાણે છે;—

(૧) પુરૂષના જમણા વૃષણમાં નર, અને ડાબા વૃષણમાં માદા પ્રજા ઉત્પન્ન કરી શકે તેવું વીર્ય હોય છે.
(૨) સ્ત્રીના જમણા બીજાશયમાં નર અને ડાબામાં નારીજાતીની પ્રજોત્પત્તિ કરે તેવું રજ રહેલું છે.

(૩) પુરૂષના જમણા વૃષણના વીર્ય અને સ્રીના જમણા બીજાશયના રજના સંયોગથી રહેતો ગર્ભ નરજાતીનો નીવડે છે.

(૪) પુરૂષના ડાબા વૃષણના વીર્ય અને સ્રીના ડાબા બીજાશયના રજના સંયોગથી રહેતો ગર્ભ નારીજાતીનો હોય છે.

(૫) ડાબા વૃષણના વીર્ય સાથે જમણા બીજાશયનું બીજ અથવા જમણા વૃષણના વીર્ય સાથે ડાબા બીજાશયનું બીજ મળવાથી ગર્ભાધાનજ થતું નથી.

આ નિયમો નિર્ણીત કરી ડૅા. સેક્ટ એક પગલું આગળ વધે છે, જે અવલોકન શક્તિની પરાવધીએ પુર્વોક્ત નિયમોને કંઇક વાસ્તવીક વ્યવહારીક રૂપ આપ્યું છે. ડૅા. સેક્ટ કહે છે કે મૈથુનકાલે, જ્યારે વીર્ય સ્ખલીત થાયછે ત્યારે, જે વૃષણનુ વીર્ય સ્ખલીત થતું હોય છે તે વૃષણ જરા ત્હેના નીયમીત સ્થાનથી ઉંચો ચઢે છે, આ બીના ધ્યાનમાં લઈ, ત્હેને આગળના નિયમો લગાડી, જેવી પ્રજોત્પત્તિની ઇચ્છા હોય તેવો, તે બાજુનો વૃષણ કાંઇક યુક્તિથી, હસ્તવડે, પાટા કે લંગોટવડે, યા એવીજ કોઇ ક્રિયાથી, પ્રથમથીજ ઉંચો કરી રાખવામાં આવે તો તે બાજુનુંજ વીર્ય સ્ખલીત થાય છે. અને ગર્ભાધાન થશું તો તે ઇચ્છા પ્રમાણેજ થાય છે. ડૅા. સેક્ટ લખે છે કે ત્હેના આ પ્રયોગોનો સત્યાર્થ ત્હેના ઘણા મિત્રો અને સંબંધીઓએ અનુભવપુર્વક સીદ્ધ કર્યો છે, અને તેથી ત્હેમાં ત્હેને બીલકુલ શંકા નથી.

ડૅા. ઓક નામના જર્મન વિદ્વાનના ગર્ભની જાતી સંબંધે જુદાજ વિચાર છે. ત્હેના બે સિદ્ધાંતમાંનો પહેલો એ છે કે;—"જુનુ, ઘટ્ટ અને ઉગ્ર વાસવાળુ વીર્ય નર પ્રજા ઉત્પન્ન કરવાના વધારે સંભવવાળું છે, જ્યારે પાતળુ, અને સાધારણ વાસવાળું વીર્ય માદા પ્રજોત્પત્તિને વધારે અનુકુળ છે. આથી નર પ્રજોત્પત્તિની ઇચ્છાવાળાઓએ વધારે જીતેંદ્રિય થઇ, ક્વચીતજ સ્રી સંસર્ગ કરવો, એટલે કે પ્રતિપક્ષમાં એકાદ વખત કરતાં વધારે નહીં.

જ્યારે સ્રીજાતીની પ્રજોત્પત્તિ અર્થે જીતેંદ્રિય થવાની જરૂર નથી, બલ્કે, સ્રી સંસર્ગ પ્રતિદીન વા એકાંતરે ગર્ભાધાન થતા સુધી થવાની જરૂર છે કે જેથી વીર્યને જુનુ અને ઘટ્ટ થવાનો સંભવ ન રહે. આના સમર્થનમાં ડૅા. ઓક નીચેનાં સત્યો ટાંકી બતાવે છે;—

(અપૂર્ણ.)

—❦—

# વૈદક સંબંધી જાણવાજોગ બાબતો.



શું ન કરવું—ટોરોન્ટોની ટ્રીનીટી મેડીકલ કોલેજનો પ્રખ્યાત નેત્રવૈદ્ય ડો. જી. સ્ટરલીંગ રાઈસન કહે છે કે;—

'લઘુ દ્રષ્ટી ( myopia short sight ) એ ખાસ કરીને આંખના દુરૂપયોગ અને બેદરકારીપણાથીજ થઇ આવતો રોગ હોવાથી ડાકટરોને વારંવાર તેમના દરદીઓને ફલાણું ના કરશો ને ઢીંકણું ના કરશો એમ કહેવું પડે છે. આથી મને એમ લાગે છે કે આ નકારના કેટલાક નિયમો ટુંકામાં આપ્યા હોય તો અત્યંત ઉપયોગી થઇ પડશે;—

૧ આગગાડી અથવા એવાં બીજાં ચાલતાં વાહનોમાં કદીપણ વાંચશો નહીં.
૨ સુતા સુતા અથવા કેડમાંથી વાંકા વળીને વાંચતા નહીં.
૩ સળગતા દેવતાના પ્રકાશથી, ચંદ્રના અજવાળાથી કે સમીસાંજ યા વ્હાણાના ઝાંખા અજવાળામાં વાંચવાનો કદી પણ પ્રયાસ કરતા નહીં.
૪ ચલીત જ્યોત-જેની શગ પટ્પટ્ વારંવાર હાલ્યા કરતી હોય તેના, ગેસના કે મીણબત્તીના પ્રકાશમાં વાંચશો નહીં.
૫ પાતળા કાગળ ઉપર કે ઘણા ઝીણા ટાઇપથી છાપેલી ચોપડીયો વાંચશો નહીં.
૬ જે પુસ્તકની લીંટીઓ વચ્ચે પુરતી જગા રાખી ન હોય તેવાં ખીચોખીચ લખેલાં કે છાપેલાં પુસ્તકો વાંચશો નહીં.
૭ આંખ, વાંચતાં વાંચતાં થાકી ન જાય તો પણ, ૫૦ મીનીટથી વધારે, વિશ્રાંતી લીધા શીવાય લાગલગટ કદીપણ વાંચશો નહીં.
૮ વાંચવાનું પુસ્તક આંખની ઘણી નજીક એટલે, એક ફુટ કરતાં પણ ઘણું ઓછું કદી પણ રાખતા નહીં.
૯ પરોઢીએ અને સ્હવારમાં જ્યારે તમે તદ્દન સ્વસ્થ અને ચિંતા રહીત હો ત્યારેજ વાંચો, પરંતુ રાત્રે ઝાઝો અભ્યાસ કરતા નહીં.
૧૦ એકદમ ચસમા પહેરવાના શોખમાં કદી પડતા નહીં.

કેનેડીયન લેન્સેટ.

**ચીકીત્સા લેખ—પ્રીસ્ક્રીપ્શન**-ના ઉતારા કરી, એમને એમ, વગર વીચાર્યે એકનું ઓસડ બીજાને, ને બીજાનું ત્રીજાને, એમ ઠોકી બેસાડનારા કેટલાક વૈદો અને દરદીઓને શીખામણ રૂપે પ્રખ્યાત ડૉ. ટી. એલ. બ્રન્ટન પોતાના "ઔષધીની અસર" નામના પુસ્તકમાં નીચે પ્રમાણે લખેછેઃ—"આપણે ઘણી વખત એમ જોયુંછે કે દરદીઓ એક પ્રીસ્ક્રીપ્શન કે દવા, જેના-

થી તેમને આરામ થયો હોય તેજ દવા કે પ્રીસ્કીપ્શન, ત્હેમને મળતું દર્દ, ત્હેમના કોઇ સગા કે મિત્રોને થતાં, એમને એમ વગર સુધારો વધારો થયે વાપરવાની ભલામણ કરે છે; અને પ્રસંગે સારા સારા લેખાતા વૈદોને પણ, એકની પ્રકૃતી બીજાને અનુકુળ હોય નહીં; અને જે દવાએ એકને ફાયદો કર્યો હોય તેજ બીજાને નુકશાન કરે એ સારી રીતે જાણવા છતાં પણ તેજ રસ્તો લેતા, સખેદ અમારા જાણવામાં આવ્યા છે.

આવી રીતે એકનું ઓસડ બીજાને ઠોકી બેસાડવાની રૂઢી જ્યારે જ્યારે મ્હારા મગજમાં તરી આવે છે ત્યારે મને પ્રખ્યાત બે ગધેડાંની વાત યાદ આવ્યા વગર રહેતી નથી. ત્હમે સઘળાઓએ કદાચ તે વાત સાંભળી નહીં હોય, અને એથી હું શું કહેવા માગુંછું તે મ્હારા તરફથી બીજા કોઇ શબ્દો કરતાં વધારે સ્પષ્ટ સમજાય તેવું હોવાથી હું એ વાત અત્ર ટાંકી બતાવીશ. એક વાડામાં બે ગધેડાં રહેતાં હતાં. એક દિવસે તેમના ધણીએ એક ગધેડાને બ્હાર કાઢી ત્હેના ઉપર એક મીઠાની ગુણ લાદી, પરગામ વેચવા સારૂ લઈ જવાનો ઇરાદો કર્યો. માર્ગમાં જતાં નદી ઓળંગવાની આવી અને ત્હેમાં તે વખતે જરા ભરતી હોવાથી પાણીયે ગધેડા ઉપર લાદેલી ગુણ સુદ્ધાંતને પલાળી; આથી મીઠું ઓગળી ગયું, અને કહેવાની જરૂર નથી કે બીજે પાર પહોચતા સુધીમાં તો ગુણમાં લગભગ કશુંએ ન રહ્યું. જેથી ગધેડાની અત્યંત ખુશી સાથે ત્હેના ઉપરનો ભાર તદ્દન ઓછો થઇ ગયો. ઘેર આવ્યા પછી ત્હેણે બીજા ગધેડાને બનેલી વાત કરી કહ્યું "ભાઇ ત્હને આપણો ધણી કદી ત્હારા ઉપર ભાર લાદી બીજે ગામ લઈ જાય તો પાણીમાં થઇને જવાને કદી પણ ભુલીશ નહીં, તેથી ત્હારો બોજો બીલકુલ ઓછો થઈ જશે ને ત્હને નકામો ભાર વેઠવો મટશે. બીજે દિવસે તે બીજા ગધેડાને પણ ઉપર ભાર લાદી પરગામ લઈ જવા માંડયું. જ્યારે નદી આવી ત્યારે તે ગધેડાએ ત્હેના મીત્રની સલાહ પ્રમાણે જાણી જોઇને જેમ પાણીમાં વધારે પલળાય તેમ કર્યું. પરન્તુ પાણી અન્તરની વચ્ચે ત્હેનો ભાર ઓછો થવાને બદલે જ્યારે તે બીજે કાંઠે નીકળ્યું ત્યારે તો તે એટલો બધો વધી ગયો હતો કે ત્હેનાથી ઉભું પણ ભાગ્યે રહેવાતું હતું, કારણ આ વખત મીઠાને બદલે તે ગધેડા ઉપર સુકું ઘાસ ભરવામાં આવ્યું હતું, અને પાણીમાં પલળતાં પાણી ચુસવાથી ત્હેનો ભાર દસ ગણો વધી ગયો હતો.

આવીજ રીતે જે દરદીઓ, ફક્ત જાહેર ખબરોનાં મ્હોટાં મ્હોટાં બણગાં વાંચીને, કે ત્હેમના મીત્રો યા બીજા કોઇને અમુક દવાએ ફાયદો કર્યો હોય તો તેજ પોતાના કેસમાં લાગુ પડશે કે કેમ ત્હેનો યથાસ્થિત વિચાર કર્યા શિવાય, દવાના રગડા ગળામાં રેડયા કરેછે, ત્હેમની પણ ઉપર પ્રમાણે સ્થીતી થાય છે.

# आर्य रसायन शास्त्र.

લેખક,
શ્રીયુત્ ભોગીલાલ ત્રીકમલાલ ત્રીવેદી.
પરાંતરા રાજ્ય-વરીષ્ટ કોર્ટ અને પાલણપુર એજન્સી પ્લીડર, તથા આર્યવૈદ્ય.

શાર્દુલ વિક્રીડિત છંદ.

આરંભે પ્રણમું પ્રીતે સરવનાં માંગલ્યકારીશ્વરી,
વીણા પુસ્તક ધારીણી સરસ્વતી, વાણી દીયો જય કરી;
સાષ્ટાંગે નમી વાર વાર ત્હમને, આરંભ આજે કરૂં,
તે સાથે દુઃખભંજના ગણપતી પ્રેમે તમોને સ્મરૂં.

## ઉપોદ્ઘાત.

સાંપ્રતકાલના આર્યાવર્તની પ્રજા દીનપ્રતીદીન અશક્ત, અલ્પાયુષી, વીર્યહીન અને રોગગ્રસ્ત થતી જાય છે, એટલુંજ નહીં પણ ઊંચ વર્ણોમાં સંતતી રહીત જોવામાં આવે છે. જે રોગોનાં નામો અને લક્ષણો આપણા આર્યશાસ્ત્રમાં કે વિદેશી વૈદવિદ્યાનાં પુસ્તકોમાં જોવા અને સાંભળવામાં આવ્યાં નથી હોતાં તેવા રોગો પણ મનુષ્યજાતીમાં થવા લાગ્યા છે. હાલમાં આ દેશમાં અને બીજા દેશોમાં વૈદકવીદ્યાની દીનપ્રતીદીન ઉન્નતી થતી જાય છે, હજારો નવીન દવાઓના શોધ થતા જાય છે, શસ્ત્રવીદ્યાનું અને વૈદકનું ઉત્તમ જ્ઞાન ધરાવનારા હજારો ડાક્ટરો આ કામમાં રોકાયા છે, એમ છતાં રોગોની અને રોગીઓની સંખ્યા દીનપરદીન કમી થવાને બદલે વધતી જાય છે. એ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે રોગોના જે ઉપાયો કરવામાં આવે છે તે માત્ર ઉપર ટપકેના અને તાત્કાલીક આરામ થાય તેવાજ કરવામાં આવે છે. રોગો ન થાય અને દવાની અસર લાંબા વખત સુધી ટકી રહે એવી દવાની યોજના વૈદકીય કામ કરનારા લોકો તરફથી થતી નથી, એમ કહ્યા વીના ચાલતું નથી. અને તે સંબંધમાં યુરોપ, અમેરીકાના વિદ્વાન વૈદકશાસ્ત્રના જ્ઞાન ધરાવનારાનો પણ તેવોજ મત છે.

હું ખાત્રીથી હીમત સાથે કહી શકું છું, અને બીજા વૃદ્ધ માણસો પણ કહી શકશે કે, આજથી પાંતરીસ ચાલીસ વર્ષ પુર્વે જ્યારે દવાખાનાની સંખ્યા આજ જેટલી નહોતી, બલ્કે કોઇકજ મ્હોટા શહેરોમાંજ દવાખાનાં અને ડાક્ટરો હતા, જ્યારે આ દેશમાં આર્યવૈદો મ્હોટા શહેરો ને ગામોમાં દર્દીઓની સારવાર કરતા, તે વખતે દર્દીઓની સંખ્યા આજ જેટલી નહોતી, તેમજ આજના જેટલાં યુવાવસ્થામાં થતાં મર્ણો પણ નહોતાં, ચોમાસામાં ભારે વૃષ્ટી થતાં શરદ ઋતુમાં તાવો ઉત્પન્ન થતા અને તે તાવો દીવાળીના દીવસો પછી બંધ થતા અને તેવાંજ કારણોને

લીધે "वैद्यानां शारदि माता" એ કહેવત પડેલી. વળી આર્ય ગ્રંથોમાં–"शतं जीवः शरदो" સો શરદ ઋતુ સુધી જીવ. એમ આશીર્વચન બ્રાહ્મણો દેતા મતલબ કે ઘણા ખરા રોગો શરદ ઋતુમાં ઘણે ભાગે થતા અને દીવાળીથી માંડીને તે બીજી શરદ ઋતુ સુધી પ્રજાનો ઘણો ભાગ નીરોગ અવસ્થામાં રહેતો, કવચીત્ કોઇને તાવ શરદ ઋતુ પછી રહેતો, તો તેને મોડીયા તાવના નામથી ઓળખતા. આમ થવાનું શું કારણ–ને હાલ રોગો નાબુદ થતા નથી તેનું શું કારણ તેનો આપણે વીચાર કરીયે.

આર્ય શાસ્ત્રમાં તમામ રોગોની ઉત્પત્તિ કુપીત મળથી થાય છે, એમ માનેલું છે. જર્મનીના સુપ્રસિદ્ધ ડાક્ટર કુન્હે તમામ રોગોની ઉત્પત્તિ શરીરમાં વીજાતીય તત્વોનો સંચય થવાથી થાય છે એમ કહે છે. વળી સુપ્રસિદ્ધ ડાક્ટર બીલ્ટઝનો પણ તેવોજ મત છે. તેમજ અમેરીકાના અગ્રગણ્ય વિદ્વાનો પણ એવેજ મત ધરાવે છે. જે કારણોથી રોગની ઉત્પત્તિ થઇ હોય તે કારણો નીર્મુળ કરવાથી રોગો પણ નીર્મુળ થાય છે, કારણ "मुलोनास्ति कुतो शाखा" એ કહેવત પ્રમાણે જ્યારે મુળનુંજ છેદન થાય ત્યારે શાખા ક્યાં રહે. આર્ય શાસ્ત્રમાં દરેક રોગની કેવી રીતે સારવાર કરવી તે સંબંધે ઘણું લખેલું છે, તે બધું સ્થળ સંકોચને લીધે અત્ર લખી શકાય તેમ નથી પણ ટુંકમાં એક દાખલાથી બતાવી શકાય. તાવના દરદીની સારવાર આર્ય શાસ્ત્રમાં નીચે પ્રમાણે કરવા લખેલું છે;—

દેશ, કાળ અને રોગીની સ્થીતી જોઈ, તેને પ્રથમ જુલાબ આપવામાં આવતો, કીંવા તેને લાંઘણ ( लंघनं ज्वर नाशनम् ) કરાવવામાં આવતું, તેથીજ તાવ નાબુદ થતો. તે ઉપચારથી આરામ ન થાય તો દર્દિને જ્વર પક્વ થવા માટે વનસ્પત્યાદિકનો ક્વાથ (ઉકાળો) આપવામાં આવતો, જેથી આંતરડાંમાં સંચીત થયેલો મળ નીકળવા જેવો પચી તૈયાર થતો. તે પછે ક્વાથાદી યોજનાથી એ મળને બહાર કાઢવામાં આવતો, અને જ્વરથી દર્દિ નીરોગ થતા. આવી સારવારથી બંધ થએલો તાવ, ફરી મળનો ભાગ સચિત થતાં સુધી, ઘણી મુદત સુધી આવતો નહીં. તે નીયમને લઇ વાતજ્વરમાં સાત દિવસ, પીત્તજ્વરમાં દસ દિવસ, અને કફજ્વરમાં બાર દિવસ પછી, જ્વર પક્વ થયેજ દવા આપી બંધ કરવા માટે બતાવેલું છે. આજ પ્રમાણે બીજા રોગોની પણ સારવાર બતાવેલી છે. હાલ સારવાર કેવી રીતે થાય છે તે નીચેના દાખલાથી ધ્યાનમાં આવશે.

પણુને કરડશે. એમ ધારી તે દર ઉપર પથ્થર મુકીએ છીએ, કીંવા માટીથી પુરી લેઈએ છીએ, પણ આપણે વીચાર કરતા નથી કે સર્પને નીકળવાને બીજાં દ્વાર છે, તે દ્વારે નીકળી આપણુને કરડ્યા વિના રહેશે નહીં. ઉપર બતાવ્યા પ્રમાણે દુર્ગંધના ત્રાસથી બચવું હોય તો સારો ઉપાય એ છે કે તેમાં ખુબ પાણી રેડી ક્રોવાણનો કચરો ધોઈ નાંખી સાફ કરી કે ફરી ભરાતા સુધી દુર્ગંધ આવશે નહીં. તેમજ સર્પના ભયથી નિવર્ત થવું હોય તો તે સર્પને પકડી બહાર ઘણો દુર ફેંકી આવવો અથવા તેનો નાશ કરવો.

ઉપરના પહેલા ઉદાહરણ પ્રમાણે, આપણા શરીરમાં ભરાયેલા મળને કીંવા વીજાતીય તત્વને બહાર કાઢી શરીર નિર્મળ ન કરીયે ત્યાં સુધી રોગ નિવર્ત કરવા કરેલા ઉપચારે કારબોલીક પાઉડર કે ફીનાઇલ મોરીમાં છાંટી દુર્ગંધ બંધ કરેલા ઉપાય સરખા છે. આવા સંચિત મળ કે વીજાતીય તત્વથી આંતરડાં ભરાઈ જાય છે, ત્યારે બીજા ઉદાહરણમાં બતાવ્યા પ્રમાણે રોગ પોતાનું ડોકું બહાર કાઢી દેખાવ દે છે જ. એવી રીતે કે તાવ આવતા પહેલાંજ દસ ચીન્હ થાય છે. ૧ અરૂચી, ૨ ત્રષા એટલે તરસ લાગવી, ૩ ફેર, ૪ બંધકોશ, ૫ અતીસાર ( ઝાડો ), ૬ હીક્કા એટલે વાધણીઓ આવવી, ૭ ઉલટી, ૮ શરીર ફાટવું, ૯ સ્વાસ, ૧૦ ઉધરસ. આ બધાં તાવનાં પુર્વ ચીન્હ છે તે તાવ આવતા પહેલાં માલુમ પડે છે. હાલની વૈદકીય સારવાર પ્રમાણે, અતીસારવાળાને ક્લોરોડાઇન ડોવર્સ પાઉડર, પલ્વીસ ક્રીટા એરોમેટીક કે પલ્વીસક્રીટા એરોમેટીક કમઓપીઓ, કીંવા દેશી વૈદક પ્રમાણે કનક સુંદર રસ, અફીણ ઝેર કચોલાં કે બીજું કંઈ આપી સંચીત થયેલાં ઝેર ભેગાં બીજાં ઝેર ઉમેરવામાં આવે છે. કુદરત જે સંચીત મળને બહાર કહાડવા પ્રયત્ન કરે છે તેને અંદર રાખવા વૈદકીય સારવાર થાય છે. તેવુંજ ઉલટી થાયછે ત્યારે ઉલટી બંધ કરવાની જુદી જુદી જાતની દવાઓ આપી નીકળતા વીજાતીય તત્વોને અંદરજ રાખવા તજવીજ કરવામાં આવે છે જેનો પરીણામ એ આવે છે કે થોડા વખત પછી એજ તત્વો જ્વર કે બીજા રોગો ઉત્પન્ન કરે છે. આનો અર્થ એજ કે કોઈ માણસને પીશાચ ( ભુત ) વળગેલું હોય તેને કાઢવા એક ભુવાને બોલાવે તે ભુવો એ ભુતને કાઢવા પોતાનાં સાધેલાં મેલડી, આગીયો, વૈતાલ, વીર વીગેરે પેલા માણસના શરીરમાં દાખલ કરે, તેનું પરીણામ એ આવે કે પેલાના શરીરમાંનું ભુત નીકળે નહીં, ને બીજાં ચાર, પાંચ ઉલટાં તેના શરીરમાં વધે. તેજ પ્રમાણે હાલની દવા કરવાની પદ્ધતી ચાલુ થઈ છે. તાવના દર્દીને પહેલેજ દીવસે તાવ ઉતર્યો હોયતો અટકાવવા ક્વીનાઇનના સખ્ત ડોઝ આપવામાં આવે છે. અગર ન ઉતર્યો હોય તો અંતઃકરણની ગતી મંદ કરનારી પરસેવો લાવવાની ફીનાસીટીન, એન્ટીફેબ્રીન ઇત્યાદિક વીસારી દવાઓ આપવામાં આવે છે. જેથી સંચીત મળ રૂપી ઝેર ભેગાં આ ઝેરો પણ વધે છે. આવાજ કારણોથી રોગો શરીરમાંથી નીર્મુળ ન થતાં તેનાં બીજકો શરીરમાં રહેતાં અનેક રોગો વારંવાર હુમલા કર્યા કરે છે, અને તેથી શરીર ક્ષીણ થઇ હજારો માણસોનો દેશમાંથી અકાલે નાશ થાયછે.

આર્ય શાસ્ત્રના ગ્રંથોમાં રોગો નાબુદ કરવાની બે રીતીઓ જોવામાં આવે છે. પ્રથમ એક કષાયાદિથી મળને પકવ કરી બહાર કાઢી રોગને નાબુદ કરવો, અને બીજી રીત એ છે કે જલદ માત્રાઓથી રોગોનાં બીજ કે દુષીત મળ, કીંવા વીજાતીય તત્વોને બાળી નાંખી રોગ મટાડવો. પહેલી રીત નીરદોષ છે બીજી રીતથી જો કે રોગ મટે છે પણ બાળી નાંખેલાં બી-

જેટો કીંવા વીજાતીય તત્વો થોડે વખતે પુનઃ સજીવન થઈ રોગ ઉત્પન્ન કરે છે.

પુરાતન કાળમાં આર્યાવર્તમાં ઘણાં વન ઉપવન હતાં. પ્રથમ વસ્તી હીમાલય ને તેની તળેટીના ભાગ તરફ હતી, તે વખતે, હીમાલય પર્વતમાંથી, અને નજીકના પ્રદેશોમાંથી, આર્યાવર્તના મહાત્મા રૂષી મુનીઓ, કે જેઓ વનોપવનોમાં એકાન્તમાં રહી, આખો દીવસ અને વીદ્યાઓની શોધો કરતા હતા તેમણે અનેક રોગો ઉપર અજમાવી જોઈ, અસરકારક વનસ્પતીઓના ગુણ દોષ સંબંધે અનેક પુસ્તકો લખેલાં છે, એટલે આર્ય વૈદક ચાર લાખ શ્લોક પુરતું કહેવાય છે. તે વાતને નીઘંટ જેવાં પુસ્તકો ટેકો આપે છે. વસ્તી દીન પ્રતિદીન વધવા લાગી, અને વન ઉપવનોની જગોએ મ્હોટાં શહેરો અને ગામો વસવા લાગ્યાં, અને ખેતી થવા લાગી. હીમાલયની તળેટીના પ્રદેશથી દક્ષિણ તરફ રહેતે રહેતે અતિ દુર જેમ જેમ લોકો જવા લાગ્યા, તેમ તેમ વનસ્પતીનાં વન ઉપવનો નાશ થવાથી, અને હીમાલય સરખા પ્રદેશથી અતિ દુર જવાયાથી, કેટલીક વનસ્પતીઓ જે પેઢી જાત ઓળખાણથી ઓળખવામાં આવતી હતી, તેની ઓળખ ગઈ, અને કેટલીક મળવી દુર્લભ થઈ. કંઈ થોડી ઘણી ઘણે ભાગે વપરાશમાં આવતી વનસ્પતીઓની ઓળખ રહી, તેવી વનસ્પતીઓ પણ, બધા દેશના દરેક ભાગમાં, અને દરેક સ્થળે થતી ન હોવાથી, ઘણે દુરથી આવવા લાગી, ને આવી વનસ્પતી, દવાઓ વેચનારાઓને ત્યાંથી મળવા લાગી, તેવી વનસ્પતીઓ પણ વેપારીને ત્યાં દીર્ઘકાળની આવેલી, અને સડી બગડી ગએલી મળવા લાગી, એટલુંજ નહીં પણ લેનારને તેની ઓળખ ન હોવાથી વેપારીઓ પૈસાના લોભે, એકને બદલે બીજી આપવા લાગ્યા. મતલબ કે શાસ્ત્રમાં બતાવેલા કાઢા, ચુર્ણ, ગુટીકા, રસ, ફાંટ, અને લેપ ઇત્યાદીના ગુણોમાં ફરક થયો અને લોકોની શ્રદ્ધા ઓછી થવા લાગી.

આર્યશાસ્ત્રમાં વનસ્પતી પોતાનો ખરો ગુણ ક્યારે બતાવી શકે કે ને યથાવીધી લેઈ વાપરવામાં આવે ત્યારે. એવી વનસ્પતીઓ કાર્તક, માગશર માસમાં જ્યારે તેઓ રસથી ભરપુર હોય તે વખતે, કેટલાક નક્ષત્રો, વાર અને તિથીઓના યોગમાં, શુદ્ધ જગ્યાએથી, એટલે ઉકરડા આદી અપવિત્ર જગ્યાએથી નહીં, પરંતુ ગામ બહાર વન, ઉપવન, વાડી, કે બાગમાંથી ગ્રહણ કરવામાં આવે, અને પછી તેમાંની કેટલીકને છાયામાં સુકવવાની અને કેટલીકને તડકે સુકવવાની, કે કેટલીએક વનસ્પતીઓ ઉપર છાયા ન પડવા દેવાની વીધી શાસ્ત્રકારોએ બતાવેલી છે, તે પ્રમાણે યથાવીધી લીધેલી અને સુકેલી હોય તોજ શાસ્ત્રમાં કહેલા ગુણો આપ્યા વીના રહેતી નથી, એમ અનુભવ સિદ્ધ થએલું છે. મહાત્માઓએ એવી વનસ્પતીઓના કલ્પો અને વીધી પણ બતાવેલી છે.

પ્રમાણુથી લેવી પડતી, તેને બદલે રસાયણીક દવાઓ થોડા પ્રમાણથી લેવાની, સ્વાદરહીત, અને વળી તેનો ગુણ લાંબા વખત સુધી ટકી શકે તેવો હોવાથી, તેનો પ્રચાર જેમ જેમ વધવા લાગ્યો તેમ તેમ, રૂષી, મુની. યોગી ઇત્યાદીક મહાત્માઓએ વધારે શોધ કરવા માંડ્યો, અને ધાતુ ઉપધાતુઓનો એક એક સાથે સંયોગ કરી હજારો માત્રાઓ બનાવી; તેનો ઉપયોગ કરી સીદ્ધ થએલી માત્રાઓ ગ્રંથદ્વારા પ્રચારમાં મુકી, વળી આવા ખનીજ પદાર્થોની ભસ્મો બીજી ધાતુ ઉપધાતુ સાથે મેળવવાથી સોનું રૂપું કરવના છંદમાં રોકાયલા લોકોના શોધમાં પણ અનેક ભસ્મો કરવાની ક્રીયાઓ જણાઇ, તેમણે પણ રસાયનશાસ્ત્રને મદદ કરી. વૈદક સંબધે વાગ્ભટ, ચરક, સુશ્રુત, ધન્વન્તરી, સારંગધર, યોક્ષત, ભાવમીશ્ર ઇત્યાદી મહર્ષીઓએ અને સ્વચ્છંદ ભૈરવ, મંથાન ભૈરવ, નીત્યનાથ, સુરાનંદ, કાકચંડી, ઇત્યાદી યોગીઓએ પણ અનેક ગ્રંથો રચ્યા છે. એ રસક્રીયાઓ અને માત્રાદીની દવાઓ વૈદ વીદ્યામાં નીપુણ એવા રૂષી મુનીઓના આશ્રમોમાં શિષ્યો ગુરૂ સમીપ રહી તેમની દેખરેખ નીચે કરતા, એમ પેઢી જાત ચાલ્યું આવતું. પરંતુ દુરદૈવની વાત એ થઇ કે જ્યારથી આ દેશમાં વૈદ્યવીદ્યાને રાજ્ય મદદ ગઇ, અને પરદેશથી તૈયાર દવાઓ આવવા લાગી, તેજ દવાઓ જાણનારને ને ઉપયોગ કરનારને રાજ્ય મદદ મળવા લાગી, ત્યારથી દેશી વૈદકની પડતી સ્થીતી થઈ. દેશી વૈદકમાં ભસ્મો અને માત્રાદી દવાઓ કેટલી બળવાન છે એ દરેક માણસના જાણવા બહાર નથી. ખાત્રીથી કહી શકાય તેમ છે કે પરદેશી દવાઓ માત્રાની બરોબરી કરી શકે તેમ નથી. ડૉ. ગર્દે જેવાનો પણ એવોજ અભિપ્રાય છે, એમ વૈદ કલ્પતરૂના વો. ૧૧ ના અકટોમ્બર માસમાં તથા વો. ૧૨ ના ફેબ્રુવારી માસના અંકમાં આવેલા તેમના લેખ ઉપરથી જણાય છે. એટલુંજ નહીં પણ પાશ્ચાત્ય દેશોમાં સુપ્રસીદ્ધ ડૉ. શુશલરના હાથથીજ જન્મ પામેલી બાયોકેમીક સીસ્ટમ નામની ઉપચાર કરવાની વિદ્યામાં વપરાતી બાર દવાઓ નીકળી છે તે પણ ખનીજ પદાર્થોનીજ છે. ડૉ. શુશલરે એવું સિદ્ધ કરી આપ્યું છે (જેને અમેરીકાના ડૉ. કેરી જેવા વિદ્વાનોએ સબળ ટેકો આપેલો છે) કે આપણા શરીરના રક્ત, માંસ, મજ્જા, અસ્થી આદીક સર્વમાં અમુક અમુક જાતના ક્ષારનું અમુક અમુક પ્રમાણ રહેલું છે, તે પ્રમાણ બરાબર જળવાઈ રહેતાં શરીર નીરોગ રહે છે, પરંતુ તેમાં વધઘટ થતાં જુદી જુદી જાતના વ્યાધી ઉદ્દભવે છે. બાયોકેમીક સીસ્ટમ જુદા જુદા રોગોમાં ક્યી ક્યી જાતના ક્ષારોની વધઘટ થઇ છે અને તેમને શરીરમાંનાજ કયા કયા ક્ષારોથી પુરવા યા દુરસ્ત કરવા, તેજ શીખવે છે. આ વિદ્યા પાશ્ચાત્ય પ્રદેશમાં બહુ પ્રચલીત થઇ છે. કહેવાનું તાત્પર્ય એટલુંજ છે કે જ્યારે બાયોકેમીક સીસ્ટમના ક્ષારોથીજ રોગો નાબુદ થવાનું બલવંત્તર કારણોથી માનવામાં આવે છે તો રૂષી મુની પ્રણીત વીવીધ ભસ્મોમાં પણ તેવાજ ખનીજ ક્ષારાદીકનોજ સંયોગ થયેલો હોય છે, તો તે અધીક ઉપયોગી નીવડેજ એ નિઃસંશય વાત છે.

જુદા જુદા રૂષી મુનીઓએ ભસ્મો તથા માત્રાઓ કરવાની જુદી જુદી રીતો ગ્રંથોમાં દાખલ કરેલી છે અને તેવા ગ્રંથો રચાયા પછી કેટલાક અનુભવી વૈદો, યોગીઓ, જતીઓ, સંન્યાસીઓ વીગેરેએ પણ હસ્ત લખીત ગ્રંથોમાં વીવીધ વીધીઓ લખી રાખી છે. આવા પૃથક્ પૃથક્ ગ્રંથોમાંની રીતીઓનું જ્ઞાન એક માણસને મેળવવામાં ઘણા પૈસા ખર્ચ કરવા પડે, તેમજ ઘણી મહેનત કરવી પડે, એટલુંજ નહી પણ ઘર ગુતી પડેલા હસ્ત લખીત ગ્રંથો પણ મળી શકે નહી. લગભગ ત્રીસ વરસ ઉપરાંતથી આ વીદ્યા ઉપર શોખ હોવાને

લીધે, તથા રોગીઓની સારવાર કરવાના મ્હારા ખંતભર્યા અભ્યાસથી મને કેટલાક સાધુ-સંત, સંન્યાસી, યોગી, જતી, તથા વૈદોનો પ્રસંગ પડેલો, અને તેમના સહવાસમાં રહી મ્હે તેમની પ્રસન્નતા મેળવી કેટલીક દવાઓ બનાવવાની રીતીઓ તથા અનુભવ મેળવ્યો છે, તેમજ ગ્રંથોમાંથી જ્ઞાન પણ મેળવ્યું છે. આ જ્ઞાન ભંડાર મ્હારા પોતાના સ્વાર્થ માટે સંગ્રહી રાખી આ નશ્વર દેહના પરિવર્તન પછી ધુળધાણી થવા દેવાને બદલે મ્હારા અનેક ધંધા ભાઇયો અને અન્ય ઉદાસીન મુમુક્ષુ ભાઇયોના લાભની ખાતર આ માસીકદ્વારા પ્રસીદ્ધ કરવાનો મ્હારો વીચાર છે.

વૈદક શાસ્ત્રમાં દરેક ભસ્મોના ગુણ દોષ તથા માત્રાઓ બનાવવાની રીતીઓ પણ છે, એક એક ભસ્મોને માત્રાના સખ્યાબંધ અનુપાન રોગ પરત્વે છે, પરંતુ જ્યારે તેવા રોગોનો દર્દી આવે ત્યારે, આપણા ઘરમાં ભસ્મકે માત્રા હોવા છતાં પણ તેનો ઉપયોગ થઇ શકતો નથી, કારણ કઇ માત્રા કે કઇ ભસ્મ તે રોગ ઉપર કામ કરશે તે જાણવાનું સાધન રોગ પરત્વે પુસ્તકોમાં નથી.

આ માસીકમાં પ્રસંગે પ્રસંગે દરેક ધાતુ, ઉપધાતુ તથા માત્રાઓના શોધન, મારણની ક્રીયાઓ તથા માત્રાઓ બનાવવાની રીતીઓ બીજા બીજા છપેલાં અને હસ્ત લખીત ગ્રંથોમાંથી તેમજ કેટલાક અનુભવી પુરૂષોદ્વારા મ્હારા જાણવામાં આવી છે, તે તે સઘળી ભેગી કરી એકજ સ્થળે દાખલ કરવાનો મ્હારો વીચાર છે. વળી ભસ્મો અને માત્રાઓનાં રોગ પરત્વે અનુપાન અને ગુણ જે તે રોગના મથાળા નીચે દાખલ કરવામાં આવશે, એટલે ગમે તે રોગનો દર્દી આવ્યો, તેને કઇ કઇ ભસ્મ કીયા કીયા અનુપાનથી અપાશે તે તુરત એકજ સ્થળેથી મળી આવશે. આજ સુધી ઘણા ગ્રંથોનું મેં અવલોકન કર્યું છે, પરંતુ આવી યોજનાવાળો ગ્રંથ હજુ સુધી મ્હારા જેવામાં આવ્યો નથી, જેથી મુમુક્ષુઓને આ યોજના વધારે ઉપયોગી થશે, એવી મારી આશા છે। અસ્તુ।

વીસનગર. — લી. ભવદીય.

ઘી. જ્વાલાપ્રસાદ ફાર્મેસી. — ભોગીલાલ ત્રીકમલાલ ત્રીવેદી.

તા. ૧ જાન્યુઆરી સને ૧૯૦૮ — વડોદરા હાઇકોર્ટ પ્લીડર અને આર્ય વૈદ.

# आर्य रसायन शास्त्र.

## ધાતુના શોધન મારણ સંબંધી સંક્ષીપ્ત સામાન્ય વિચાર.

પ્રાચીન કાળના આર્ય શાસ્ત્રકારો અને શોધકોએ સપ્ત ધાતુના શોધન મારણની ક્રીઆ અનેક પ્રયોગો કરી, સીદ્ધ કરી, તે સંબંધી અનેક ગ્રંથો લખેલા છે. બધા ગ્રંથોમાં શોધન મારણ માટે મુખ્ય સાત ધાતુઓનું વર્ણન જોવામાં આવે છે, તે નીચે પ્રમાણે;-

(૧) સોનું. (૨) રૂપુ, (૩) તાંબુ, (૪) પીતળ, (૫) સીશુ, (૬) કલઈ, અને (૭) પોલાદાદિ લોહ. આ સાતેને ધાતુ કહે છે. એ સાતે ધાતુની ઉત્પત્તિ પૃથ્વી અને પર્વતાદિમાંથી થાય છે.

**શોધન;**—સોનુ, રૂપુ, તાંબુ, પીતળ, એનાં પતરાં કરી, ત્હેમને અગ્નિમાં તપાવી, તેલમાં, છાશમાં, કાંજીમાં, ગોમુત્રમાં અને કલથી (એક જાતનું અનાજ છે) ના ઉકાળામાં એમ અનુક્રમે ત્રણ ત્રણ વખત બુઝાવવાં. (હુબાવવા) એ પ્રમાણે કરવાથી એ ધાતુઓની શુદ્ધી થાય છે. સીશા અને કલઇની શુદ્ધી નીચે લખ્યા પ્રમાણે કરવી. એ બન્ને ધાતુનો રસ થઇ શકે છે માટે તેમને શુદ્ધ કરવા સારૂ દેવતા ઉપર ત્હેમનો રસ કરી, ઉપર બતાવેલી ચીજોના રસમાં ત્રણ ત્રણ વાર રેડવો, તેમજ આકડાના દુધમાં પણ ત્રણ વખત રેડવો. એ રસ રેડતી વખતે મ્હોટો અવાજ થાય છે, અને ત્હેમાંના રજકણો ઉડી, રસ રેડનારને કે નજીક બેઠેલા માણસોને દઝાડે છે, અને કેટલીક વખતે એવા રજકણો નેત્રમાં ગયાથી, આંખોને નુકશાન થયેલા દાખલા જોવામાં આવ્યા છે, માટે તેમ ન થવા નીચેની યુક્તિ કરવી. એક મજબુત કુંડામાં, અનુક્રમે જે વસ્તુમાં શોધન કરવું હોય તેનો રસ રેડવો અને કુંડા ઉપર ઘંટીનું, નીચેનું ઝીણા કાણાવાળું પડ મુકવું. એ કાણામાંથી ધાતુનો તપાવી કરેલો રસ બની શકે તેટલે દુરથી, તપાવેલા વાસણ વતેજ રેડવો. આથી કોઇપણ જાતનું નુકશાન થવાનો સંભવ રહેતો નથી.

**સપ્ત ધાતુના શોધનનો બીજો પ્રકાર;**—સંપુર્ણ ધાતુનાં પત્રાં કરી, તેમને ધાતુના વાળા કે બીજાથી ભેગાં બાંધી, તપવી, તેલ વર્ગમાં દસ વખત ઝબોળવાં. તેજ પ્રમાણે છાશ, કાંજી, મુત્ર વર્ગ, ક્ષાર વર્ગ, આમ્લ વર્ગ, પુષ્પ વર્ગ, રક્ત વર્ગ અને ફળ વર્ગના રસમાં, તેમજ દુધ વર્ગમાં પણ તે પત્રાંને તપાવી ઝબોળવાં, એટલે ઉપલી ધાતુઓમાંથી મીશ્ર ધાતુ બળી જઇ તે સ્વચ્છ ગંગોદક સરખી નીર્મળ થશે.

(૩) કોઇપણ ધાતુનાં પત્રાં કરવાં. પછી ગેરૂ, સાજીખાર, બીડલવણ, નવસાર, આકડાનું

દુધ, કુંવરનો રસ અને ચનોઠી એ બધાનો ખલ કરી, ત્હેનો લેપ પેલાં પત્રાંને કરી, તે પત્રાં અગ્નિમાં તપાવવાં એટલે શુદ્ધ થશે.

**મારણ;**—સંપુર્ણ ધાતુનાં પત્રાં કરી તે ધાતુના ભારોભાર પારા ગંધકની કજ્જલી ( પારો ને ગંધક સરખે ભાગે ઘુંટવાથી બનતી લુગદી) લઇ, પત્રાંના મધ્યમાં ચોપડી, વેલુકા યંત્રમાં પૃથક પૃથક બાર બાર ઘડી દીપાગ્ની આપવો, જેથી સુવર્ણાદિક સંપુર્ણ ધાતુની ભસ્મો થશે.

## સપ્તધાતુ ભસ્મ પરિક્ષા.

૧. સંપુર્ણ મૃતલોહ, મીત્ર પંચકમાં ફુંકવાથી જો ધાતુ ઉત્પન્ન થાય નહીં તો તે ધાતુનું સેવન કરવું.

**પંચ મિત્રની વ્યાખ્યા**-ગોળ, ગુગળ, ચનોઠી, ઘી, મધ અને ટંકણખાર એ પદાર્થો મૃત ધાતુનું જીવન છે, એમ વૈદ્ય શાસ્ત્રમાં કહે છે. બીજા પંચ મિત્ર-મધ, ગોળ, ઘી, ચનોઠી અને ટંકણખાર એને કહે છે.

**ભસ્મવર્ણ,**—સુવર્ણ ભસ્મ અને પીતળ ભસ્મનો રંગ કોઠીના ફુલના રંગ સરખો, તાંબાની ભસ્મનો રંગ મોરના કંઠ સરખો નીલવર્ણ, રૂપુ અને વંગ એની ભસ્મનો રંગ સફેદ, શીશાની ભસ્મ કાળા સર્પના વર્ણની, અને લોહ ભસ્મ કાળા રંગની થવાથી શુદ્ધ ભસ્મ થઇ એમ સમજવું. એનાથી વાંતી અને ભ્રાન્તી થતી નથી. એવી રીતની ભસ્મો યથાવીધી કરે છે, તેની સમાનતા કોઇ કરી શકે તેમ નથી.

**ભસ્મ સેવન પ્રમાણ;**—સોનું, રૂપુ અને તાંબુ એની ભસ્મ આધા વાલ સુધી, અને લોહ, વંગ, સીશુ અને પીતળ, એની ભસ્મનું પ્રમાણ દોઢવાલ સુધી છે. એ ભસ્મો સાથે પીપર અને મધ, એ ગ્રીષ્મ અને શરદ ઋતુમાં યોજવાં.

**ધાતુ મારણ;**—હરતાલથી વંગ, હીંગલોકથી લોહ, શીશાથી સોનુ, મનસીલથી સીશુ, ગંધકથી તાંબુ અને માક્ષીકથી રૂપ મારવું.

# निदानसींधु अने चिकित्सासागर.

લેખક.

શ્રીયુત્ ભોગીલાલ ત્રીકમલાલ ત્રીવેદી. વકીલ અને આર્ય વૈદ્ય.

**વસંતતિલકા.**

જેની સહાય થકી થીર્ય બધુ વીકાસ્યુ,
જેના વિના જગતમા સઉ શુન્ય થાતુ,
તે શક્તિ માત સ્મરૂ સ્હાય સહાય થાજો,
પરિપુર્ણ ગ્રંથ થઈ વિઘ્ન બધાય જાજો

## ઉપોદ્ઘાત.

આજ કાલ વૈદકના ઘણા પુસ્તકો પ્રસીદ્ધ થાય છે, અને પુર્વે ઘણાં થયા છે, પરતુ તેંમા રોગની ઉપત્તી, નિદાન અને ચિકિત્સા ફક્ત અમુકજ મતને અનુસરી આપવામાં અવ્યા હોય છે આર્ય મતને અનુસરતા પુસ્તકો છે ત્હેમા રોગના ઉત્પત્તી પ્રકરણમા ગ્રહાદિકની અસર, કર્મવિપાક, જ્યોતિષ વીગેરે વર્તમાન જગમા ધતીંગ લેખાતા વિષયોને પણ સ્થાન આપવામા આવ્યુ છે, જ્યારે નુતન પાશ્ચાત્ય વિધાને અનુસરતા પુસ્તકોમા આર્યશાસ્ત્રના મતને તદન વિસારીજ દેવામા આવે છે

આધુનીક સમયમાં પ્રસિદ્ધી પામતા "બાયોકેમીક" યાને જીવન રસાયન શાસ્ત્રના પ્રવર્તક અને ચુસ્ત હીમાયતી ડૉ શ્રેરી જેવા પણ ગ્રહાદિકની રોગ અને દવાઓ ઉપર થતી અસર સ્વીકારે છે, અને શોધ ખોળમા વિદ્યુત વેગે આગળ વધતા અમેરિકાના અનેક વિદ્વાને પણ તેજ વાતનું સમર્થન કરેછે. આ વે વખતે આર્યશાસ્ત્રની તેના વિષયોની માન્યતાનું છેકજ નિરસ્કરણ કરવુ ઉચીત નથી, તેમજ દીન પ્રતિદીન થતા અનેક નવીન શોધોની બિલકુલ દરકાર કર્યા વગર જુના મતનુ પુછડુ પકડી રાખવુ એ પણ કોઇ રીતે યોગ્ય નથી

આથી, પ્રાચીન આર્ય તેમજ આધુનીક પાશ્ચાત્ય બન્ને વિચારોનું સમ્મીલન કરી, ત્હેમાનું તારતમ્ય કાઢી, સત્યવાતનેજ પ્રાધાન્ય આપવુ એ અમારો મુખ્ય ઉદ્દેશ છે.

અન્ય એક વાત ધ્યાનમાં લેવા જેવી છે, તે એ છે કે, રોગની ચિકીત્સામાં, ઘણાં ખરાં વૈદકનાં પુસ્તકોમાં જે જે ઉપચારો આપવામાં આવ્યા હોય છે, તે બહુધા અન્ય વૈદો અને ડાકટરો ઉપરજ આધાર રાખવો પડે તેવાજ હોયછે; સાધારણ ઘર ગથ્થુ ઉપાયો નહીં જેવ અથવા થોડાજ આપવામાં આવ્યા હોય છે. આ મુશીબત દુર કરવાના ઇરાદાથી અમોએ ઘણા લાંબા વખતના અનુભવથી, અનેક રોગીઓ ઉપર અજમાવી સીદ્ધ કરેલા, સેંકડો ઘર ગથ્થુ ઉપાયોની કરી રાખેલી નોંધમાંથી કેટલાક, પ્રત્યેક-રોગની ચિકીત્સામાં આપવાનો અમારો વીચાર છે. તે સાથે યુરોપ આદી દેશોના પ્રસીદ્ધ ડાકટરોએ અનુભવી કેટલાંક બહાર પાડેલાં પ્રીસ્ક્રીપશનો, અને ડૉ. હાનમાનના હાથથી ઉદ્ભવેલી હોમીઓપેથીક અને ડૉ. શુશલરે શોધી કાઢેલી "બાયોકેમીક" નામની વિદ્યાઓના આધારે અસરકારક લેખાતી દવાઓનું પણ વર્ણન કરવામાં આવશે. આ સઘળી બાબતો જો કે જુદાં જુદા પુસ્તકોમાં અને જુદે જુદે સ્થળે આપવામાં આવી છે એ સત્ય છે. પરંતુ એક સાધારણ માણસથી વખત અને પૈસા બન્નેનો ભોગ આપી તેવું જ્ઞાન ગ્રહણ કરવાનું બની શકે તેમ નથી. આથીજ અમે એ સર્વનો સાર ગ્રહણ કરી અત્ર તેનું કથન કરવું ઉચીત ધાર્યું છે.

આશા છે કે આ સર્વ ધંધા ભાઇઓને કંઇક નુતન જણાવવામાં, અને અન્ય લોકોને જરૂર પડે ઉપયોગી થવામાં સાધનભુત નીવડશેજ.

| | |
|---|---|
| વિસનગર. | લી:ભવદીય, |
| ધી. બાલાપ્રસાદ ફાર્મસી. | ભોગીલાલ ત્રીકમલાલ ત્રીવેદી. |
| તા. ૧ જાન્યુઆરી સને ૧૯૦૮ | આર્ય વૈદ્ય અને વરીષ્ટ કોર્ટ વકીલ. |

# निदानसींधु અને चिकित्सा सागर.



## જ્વર-તાવ-બુખાર.

જ્વર એ શરીર બંધારણની વીવીધ ક્રીયાઓ જેવી કે નાડીવેગ, શ્વાસ પ્રશ્વાસ અને શારીરીક ઉષ્ણતા વીગેરેનું સામાન્યતઃ ઉત્તેજીત થવું તે છે. ત્હેનું મુખ્ય લક્ષણ, જોકે શરીરની સાધારણ ગરમી જે ૯૭.૫° થી ૯૯° ડીગ્રી સુધી અને એકંદરે ૯૮.૪° ડીગ્રી ગણાય છે, તેનાથી વધી જવું તે છે, તોપણ ફક્ત જરા શરીરનું ગરમ થવુ, સ્હેજ તપારો આવવો, ત્હેને તાવ લેખવામાં આવતો નથી. ત્હેને તો સાધારણ ભાષામાં જરા ધીકડું આવ્યું એમ કહેવાય છે. ખરી રીતે તાવમાં શારીરીક ઉષ્ણતા વધવા ઉપરાંત પચનેંદ્રિય-હોજરી, મગજ, વીગેરે અવયવોમાં પણ અવ્યવસ્થા અને વીકાર થઈ આવે છે.

તાવ એ ખરૂં જોતાં શારીરીક કે માનસીક અધીક પરિશ્રમથી, નીતી નિયમના ઉલ્લંઘનથી થઈ આવતી ઉન્માદાવસ્થાથી, શારીર બંધારણમાં એની મેળેજ ઉત્પન્ન થતી, વા કોઇપણ રીતે બહારથી દાખલ થતી ઝેરી વસ્તુઓથી થઇ આવતા શરીરની અંદરના ફેરફારથી, જુના અન્ય વ્યાધી વધી જવાથી, અથવા શરીરને કોઇપણ જાતની ઈજા થવાથી, કુદરતી રીતેજ થતો આઘાતનો પ્રત્યાઘાત હોવાથી, ત્હેને એક જુદાજ વ્યાધી તરીકે ગણવાને નુતન વિદ્વાનો ના પાડે છે. બલ્કે ત્હેને એક રોગને બદલે ચીન્હજ લેખે છે.

શરીરની અંદરજ એની મેળે અજીર્ણ કે અપચા જેવી વ્યાધીથી ઉત્પન્ન થતા, અથવા શીળીની, પ્લેગની કે એવીજ કોઇ જાતની રસી રૂપે ત્વચાદ્વારા, યા ખાવા પીવામાં અગર શ્વસોશ્વાસ મારફત દાખલ થતા ઝેરને લીધે તાવ આવવો અને ત્હેમાં શરીરના પ્રત્યેક મલોત્સર્ગીક અવયવોના ધર્મોનું અધીક પ્રમાણમાં વધી જવું એ શું બતાવે છે? એજ કે મનુષ્યના જીવનને હાનીકર આવાં ઝેરને કોઇપણ રીતે સત્વર બહાર ફેંકી દેવામાં કુદરતથી થતો પ્રયાસ. આથી આવાજ કોઇ વિષજન્ય જ્વરને મલોત્સર્ગીક ક્રીયાઓ યા ઔષધોપચારોદ્વારા શાન્ત કરવાને બદલે વગર વિચાર્યેજ અન્ય ઝેરી ઔષધો આપી અટકાવવામાં કેટલી બધી ભુલ અને નુકશાન થાય છે તે ધ્યાનમાં આવ્યા વગર નહીંજ રહે.

ઉપર કહ્યું તેમ તાવ એ એક કુદરતીજ, મનુષ્યજીવનને સહાયક ક્રીયા હોવાથી ઘણા વિદ્વાન ડાક્ટરોનો એવો મત છે કે ત્હેને એક આશીર્વાદ રૂપજ લેખવો જોઈએ. ખાંનતી મહાન ઇસ્પીતાલનો ડીરેક્ટર પ્રોફેસર ડૉક્ટર હારક્લેસ જ્યારે ત્હેને કોઈ જુના, તાવ વગરના વિષમ વ્યાધીનો ઔષધોપચાર કરવાનું સોંપવામાં આવતું, ત્યારે જરા ગુસ્સામાં આવી કહેતો કે "મને પહેલાં મ્હને દરદીને તાવ કેમ લાવવો તે બતાવો, અને પછી હું સર્વ વ્યાધીને મટાડીશ." પ્રોફેસર હારક્લેસનું આ કહેવું શબ્દે શબ્દ ખરૂં છે, કારણ આપણે આગળ જોયું તેમ

તાવમાં સઘળાં મળોત્સર્ગીક અવયવો કામ કરતો હોવાથી, ગમે તેવા વીષમ વ્યાધીનું વીષ નીવારવું રહેલું થઇ પડે છે.

આટલું કહી આપણે, વર્તમાન સમયમાં તાવનું માપ કાઢવાને અતિ પ્રસીદ્ધ થયેલું થર્મોમીટર વાપરવાની રીતી, તથા તેનાથી મપાતો તાવ વીગરે સંબંધે કેટલુંક વીવેચન કરીશું. આર્ય વૈદકમાં તાવનું પ્રમાણું, નાડીની ગતી, અને સ્પર્શદ્વારા શારીરીક ઉષ્ણતા વીગરે જોઇને કાઢવામાં આવતું. હાલ પણ કેટલાક વૈદ, ડાકટરોની સ્પર્શેંદ્રિય એટલી બધી ચપળ હોય છે કે સાધારણ રીતે તેમણે કહેલું તાવનું માપ, થર્મોમીટરથી લીધેલી ગરમીના અંક સાથે સરખાવતાં ભાગ્યેજ પા અડધી ડીગ્રી ફેર પડે. તોપણ સાધારણ રીતે પ્રચલીત થયેલા થર્મોમીટરને આપણે ભુલી જઇશું નહીં. આગળ કહ્યું છે તેમ નીરોગ અવસ્થામાં શારીરીક ઉષ્ણતા ૯૭.૫° અને ૯૯.° ડીગ્રી ફેરનહીટની વચ્ચે, એટલે ૯૮.૪° હોય છે, અને સાજે શરીરે થરમામીટરમાં ઘણુંખરૂં આજ અંક વંચાય છે. પરંતુ સાજે શરીરે પણ શારીરીક ઉષ્ણતામાં દૈનીક ફેરફાર થયા કરે છે, અને તે પ્રમાણે તે રાતના બેથી તે સવારના સાત સુધી ઓછામાં ઓછી હોય છે. ત્યારબાદ વધતી વધતી બપોરના એક બે વાગ્યા સુધી તે છેક વધારેમાં વધારે થાય છે, અને તે પ્રમાણે સાંજના રાત્રી પછી તો છેકજ ઓછી થઇ જાય છે.

આ ઉષ્ણતા જે થર્મોમીટરથી માપવામાં આવે છે તે એક મધ્યમાં બારીક છીદ્રવાળી શળી હોય છે, અને તેની નીચેના ભાગમાં પારો ભરી બન્ને છેડેથી હવા ન પ્રવેશવા પેસે તેમ બંધ કરી લેવામાં આવે છે. શળીના ઉપર જુદા જુદા અંક માંડેલા હોય છે, જે ઉષ્ણતાનું પ્રમાણુ બતાવે છે, અને તેમાં સોની થોડે નીચે એક "ᛉ" જેવું ચીન્હ કરેલું હોય છે. જે શરીરની સાધારણ જોઇયે તેટલી ગરમીનું માપ બતાવે છે. થરમામીટરનો પારાવાળો ભાગ બગલ, સાથળ, જીભની નીચે મ્હોંમાં, અગર ગુદા યા યોનીદ્વારામાં મુકવાથી, પારો ગરમ થઈ ઉપરની છીદ્રવાળી શળીમાં ચડે છે, અને તે અંક વાંચી અમુક પ્રમાણુમાં ઉષ્ણતા છે એમ કહેવાય છે. થરમામીટરના ઉપર ઘણુંખરૂં તે કેટલો વખત અંદર રાખવું તે લખેલું હોય છે, અને તે પ્રમાણેજ જો તે રાખવામાં આવે તો ગરમી બરોબર મપાય છે, નહીં તો ભુલ થવા સંભવ છે. બીજી એક બાબત એ ધ્યાનમાં રાખવાની છે કે સારી જાતના થર્મોમીટરમાં પારો એક વખત ચડયા પછી ઘણીવાર સુધી એની મેળે ઉતરી જતો નથી, એટલે દરદીની બગલમાંજ થર્મોમીટર હોય ને તુરત જોવું પડે એવું કંઈ હોતું નથી. જ્યારે હલકી જાતનાં થર્મોમીટરમાં પારો તુરત ઉતરી જતો હોવાથી જોવાની ઘણી અગવડ પડે છે. ઉપરનાં સારાં થર્મોમીટરમાં એક વખત તાવ જોયા પછી પારાને થર્મોમીટર હલાવી ઉતારી નાંખ્યા વગર એમને એમ ફરી તપાસ કરવા મુકવામાં આવે તો પહેલાંનાજ અંક જોવાઇ ભુલ થવાનો ઘણો સંભવ રહે છે. સાજે શરીરે અને મંદવાડમાં પણ શારીરીક ઉષ્ણતામાં દૈનીક ફેરફાર ઘણો થતો હોવાથી કાંઈ નહીં તો દિવસમાં બે વખત તો ઉષ્ણતાની તપાસ કરવીજ જોઇએ, એક સવારના પાંચ ૭ વાગે અને બીજું સાંજે પાંચ ૭ વાગે. આ વખત ઘણાને અનુકુળ આવે તેમ ન હોવાથી સાધારણ રીતે સવારના ૧૦ અને સાંજના ૬ થી ૯ સુધીમાં તપાસ કરાય છે, તોપણ જુદા જુદા રોગ પરત્વે તે વખત ફરે છે એ ધ્યાનમાં રાખવાનું છે.

રોગમાં ઉષ્ણતા ૯૨. ૩° અથવા તેથી પણ ઓછી; અને ૧૧૦° અથવા ૧૧૧° સુધી થઈ જાય છે. ૧૧૬° અને ૧૨૨° સુધી લેવાયલાં માપ પણ જાણમાં છે, પરંતુ તેઓની સચ્ચાઈ વિષે શંકા રહે છે. શારીરીક ઉષ્ણતાના નીચે આપેલા કોઠા ઉપરથી નીદાન કરવાનું સુલભ થઈ પડશે.

| ઉષ્ણતાનું માપ. | તે ઉપરથી શું સમજવું ? |
|---|---|
| ૯૨.૩ ° અથવા તેથી ઓછી. | એકદમ ઝોલો આવવાની—શક્તિપાત થવાની અવસ્થા. |
| ૯૬ થી ૯૭.૫ ° | નીયમીત ઉષ્ણતાથી કમી એટલે શીત પ્રકૃતી. |
| ૯૭.૫ ° થી ૯૯. ° | સાધારણ શારીરીક ઉષ્ણતા. |
| ૯૯. ° થી ૧૦૧. ° સ્હવારે યા ૧૦૨.૫ ° સાંજે. | ધીકડુ યા સાધારણ તપારો—સ્હેજ તાવ—સામાન્ય જ્વર. |
| ૧૦૧. ° થી ૧૦૩. ° સ્હવારે, સાંજે ૧૦૫. ° | વીષમ જ્વર—સખત તાવ. |
| ૧૦૫. ° થી વધારે. | અતિ સખત તાવ—કાળજ્વર. |

ઉત્પત્તિ—આર્યશાસ્ત્રમાં, દક્ષ પ્રજાપતીએ કરેલા મહામાં અપમાન પામ્યા પછી સંતપ્ત થયેલા શીવજીના તે વખતના શ્વાસોશ્વાસમાંથી તાવ ઉત્પન્ન થયો એમ માન્યું છે. દેવનું ધન હરણ કરવાથી મહાદેવ તરફથી સાધારણ તાવ અને વિષ્ણુ તરફથી વીષમજ્વર થાય છે એમ પણ કહ્યું છે. પુર્વ જન્મમાં જે ક્રુર, ખળ, પાપી અને ક્ષુલ્લક ચીત્તનો હોય છે ત્હેને જ્વર વ્યાધી થાય છે. ત્હેના નીવારણ અર્થે મહારૂદ્ર જપ, મહારૂદ્ર, બ્રહ્મભોજન, રૂદ્રાભિષેક, કૃષ્ણ સ્મરણ, દ્રવ્યદાન, અશ્વત્થ (પીપલાની) પ્રદક્ષિણા, દિનનું પોષણ વિગેરે ઉપાયો બતાવ્યા છે. જ્યોતિષ શાસ્ત્રમાં નીચ સ્થિત સુર્ય અને ક્ષીણ ચંદ્રની દશામાં તેમજ કેતુની દશામાં બુધની અંતર્દશા, અને શનીની દશામાં પણ બુધની અંતરદશા આવતાં જ્વર વ્યાધી વીગેરે થાય છે એમ કહ્યું છે. ગણેશ, વિષ્ણુ, શિવ, ગૌરી, સુર્ય કીંવા કુલદેવતા એમનું પુજન જ્વરના રોગીને હીતકર છે એમ કહ્યું છે.

કારણ;—આર્યશાસ્ત્રમાં વાત, પિત્ત અને કફ એ ત્રણે દોષોથી અકેક, બબ્બેના ભીશ્ર

થવાથી બે, અને ત્રણેના કોપથી એક, તથા એક આગંતુક મળી આઠ જ્વર ગણાવ્યા છે, હેમનાં નામ—વાતજ્વર, પિત્તજ્વર, કફજ્વર, વાત પિત્તજ્વર, પિત્ત કફજ્વર, સંનિપાત જ્વર, અને આગંતુક જ્વર. દેશ, કાળ, અને પ્રકૃતિથી વીરૂદ્ધ આહાર એટલે મિથ્યાહાર, તથા અશક્ત હોઈ બળવાનનું કામ કરવું તે મિથ્યાવિહાર, અને વાતાદિ દોષ, કુપિત થવાથી જઠરાગ્નિમાં જતાં, હેની ગરમીને બહાર કાઢવાથી, શરીરના રસ દુષીત થવાથી, જ્વર ઉત્પન્ન થાય છે એમ કહ્યું છે.

પાશ્ચાત્ય વિધાને આધારે શારીરીક ઉષ્ણતાનું પ્રમાણ યથાર્થ જળવાઈ રહેવામાં બે કારણો હોય છે; (૧) ઉષ્ણતોત્પત્તિ (Heat-production Thermogenesis) (૨) ઉષ્ણતા વિનાશ (Heat-loss or Thermolysis) શારીરીક ઉષ્ણતા જો નીયમ કરતાં વિશેષ હોય તો ઉષ્ણતોત્પત્તિ વિશેષ છે એમ કહેવાય, અને જો થોડી હોય તો ઉષ્ણતા વિનાશ વધારે છે એમ કહેવાય. ઉષ્ણતોત્પત્તિ શરીરની અંદર થતા રસાયણીક ફેરફારોને લીધે થાય છે, જેમાંના ૮૦ ટકા જેટલી તો ફક્ત સ્નાયુઓ (Muscles) માંજ, તેમના સંકોચાયા શિવાય પણ, ઠેઠ મગજના એક ભાગ, 'કૉરપસ સ્ટ્રાયેટમ' માંથી ઉત્પન્ન થતા જ્ઞાનતંતુઓની સત્તાદ્વારા થાયછે, ઉષ્ણતા વિનાશ ત્વચા—ચામડીદ્વારા ૮૦ ટકા, અને ફેફસાં તેમજ અન્ય મળોદ્વારા ૨૦ ટકા જેટલો થાય છે. આ ક્રિયાનો સત્તાધિશ, મગજનો 'મેડલા ઑબ લાંગેટા' નામનો ભાગ છે. ત્યાંથી નીસરતા જ્ઞાનતંતુઓ ત્વચામાં પ્રસરતી રક્તવાહીનીઓમાં પ્રવેશે છે, અને ચામડી ગરમ થતાં રક્તવાહીનીઓને તેઓ વિસ્તૃત પ્હોળી કરે છે, જેથી તેમાં વધારે લોહી ભરાય છે, અને તે દ્વારા આસપાસની હવામાં ગરમી પ્રસરી જાય છે. હેની સાથે શ્વાસોશ્વાસ પણ વધે છે, અને તે દ્વારા પણ ઉષ્ણતા વિનાશ વિશેષ થાય છે, ઉનાળામાં સખત ગરમી લાગતાં, અને તાવ.વીગરે આવે છે ત્યારે, આપણો ચહેરો અને અન્ય શરીર લાલચોળ થઈ જાય છે અને શ્વાસોશ્વાસ વધે છે, હેનું કારણ આથી સ્પષ્ટ થયું હશેજ.

એ તો દેખીતુંજ છે કે ઉષ્ણતા વિનાશ નીયમીત્ત હોય અને ઉષ્ણતોત્પત્તિ વિશેષ હોય, અથવા ઉષ્ણતા વિનાશ થોડો હોય અને ઉષ્ણતોત્પત્તિ નીયમીત્ત હોય તોપણ શારીરીક ગરમી વધશેજ. **પ્રોફેસર ટ્રાબ** તાવનું કારણ ઉષ્ણતા વિનાશ થોડો અને ઉત્પત્તિ નીયમીત હોવી તે માને છે. બીજા વળી, ઉષ્ણતા વિનાશ નીયમીત્ત પરંતુ ઉષ્ણતોત્પત્તિ વધારે એમ માને છે. **પ્રો. હેલ બ્હાઇટ**, જુદી જુદી જાતના તાવમાં જુદી જુદી ક્રીયાઓ કામે લાગે છે એમ કહે છે.

વળી એક ત્રીજી ઉષ્ણતા વિનાશ નિયામક સત્તાનું અસ્તીત્વ પણ સ્વીકારાયું છે, અને હેનું સ્થાન **પ્રો. હેલ બ્હાઇટ** કહે છે તેમ મગજની સપાટી (Cortex) ઉપરજ છે, જુદી જુદી જાતના વધતા ઓછા તાવમાં, **એક એલીસ્ટર** કહે છે કે, આ ત્રણે કાર્યો અનીયમીત્ત થઈ જાય છે. સર્વથી ઉપરનું 'ઉષ્ણતોત્પત્તિ નિયામક કાર્ય' પ્રથમ અવ્યવસ્થિત થઈ જાય છે અને સાધારણ ચઢ ઉતરનો તાવ આવે છે. સખત તાવમાં 'ઉષ્ણતોત્પત્તિ' અને "ઉત્પત્તિ વિનાશ નિયામક" બન્ને કાર્ય અવ્યવસ્થિત થાય છે, અને હેમાંનું પ્રથમ વધી જાય છે; અતિ સખત તાવમાં ઉત્પત્તિ વિનાશક સૌથી નીચેનું કાર્ય પણ સામેલ થાય છે. **બરડન સેન્ડરસન**, શારીરીક ગરમીમાં થતા ફેરફારનો આધાર ખાસ કરીને 'ઉષ્ણતા વિનાશ,' અને 'ઉષ્ણતોત્પત્તિ વિનાશ નિયામક' કાર્ય ઉપર રાખે છે, જ્યારે ઉષ્ણતોત્પત્તિ શારીરીક જરૂરીઆત કરતાંહ મેશાં

નો તાવ સાથે એટલો બધો સંબંધ છે કે તેનું ઘણું વર્ણન અત્રે અનિવાર્ય છે. આથી **જેનસને** આપેલાં શીતપ્રકૃતીનાં થોડાં ઘણાં કારણ અતિ ઉપયોગી થઈ પડશે;–(૧) શારીરીક ઉષ્ણતાનું એકદમ કમી થઈ જવું, જેમકે દારુથી બેભાન થયેલા માણસોનું અતિશય ટાઢના દિવસોમાં બહાર પડી રહેવું અથવા તો અતિશય પાણીમાં ઝબકોળાવું વીગરે. (૨) શરીરમાંના પ્રવાહી પદાર્થનું અતિશય પ્રમાણમાં કમી જવું, જેમકે ઝાડા, કોલેરા વીગરે રોગોમાં અને સખત ઘા વીગરેથી લોહીનું મ્હોટા પ્રમાણમાં વહી જવું. (૩) જીર્ણજ્વર, મધુ પ્રમેહ, ઉરૂક્ષત, જીર્ણ માનસીક વ્યાધી અને એવા જ કેટલાક રોગોમાં શક્તિહીનત્વને લીધે. (૪) રક્તાભિસરણની અંદરના કેટલાક મહાન વ્યાધિ કે અંતઃકરણની નબળાઈ, શ્વાસ નળીકા વીગરે શ્વાસ પ્રશ્વાસના યંત્રના સંકોચ વીગરે મગજ અને કરોડરજ્જુના જ્ઞાનતંતુ વિષયક વ્યાધી. (૬) જ્ઞાનતંતુઓનું ઉત્તેજીત થવું, આંતરડામાં પડતી ગાંઠ, યકૃત પ્લીહ વીગરેની ચુંક, આંતરડામાં પડતાં કાણાં અને તેથી લીધે. (૭) ચામડી ઉપર અતિ મ્હોટા પ્રમાણમાં પ્રસરેલાં દર્દ, જેવાં કે આખા શરીરનાં ખરજવાં, એકાએક ઘણા ભાગ ઉપર દાઝવું વીગરે. (૮) તાવ પછી ઘણા વખત સુધી જ મ્હોટા ભાગ ઉપર પરૂ થયેલું હોય તો તે લોહીમાં ચુસાતાં શરીર ઠંડુ રહે છે. (૯) એટ્રોપીન, મોરફીન, કારબોલીક એસીડ અને આલ્કોહોલથી ચ્હડેલા ઝેરમાં તેમજ બ્રાઈટ અને યુરીમીયા નામના રોગમાં થઈ આવતી બેશુદ્ધીમાં શરીર ઠંડુ થઈ જાય છે.

શીતજ—આર્યશાસ્ત્રમાં તાવનાં સામાન્ય પરસેવાનો પ્રતિબંધ, દેહ ઇંદ્રિયો અને મનનો સંતાપ, અને સર્વાંગે વેદના એ ત્રણ લ્હેના પુર્વ રૂપ તરીકે મહેનતથી શ્રમ, ઉદાસપણું, શરિરે ગ્લાની, મ્હોંમાં અરૂચી, ......, થંડી ગરમી અને પવન પ્રતિ ઘડી આં તીરસ્કાર ઉત્પન્ન થવો, અંગ ફાટવું જડતા, ગાત્ર થરથરવાં, રોમાંચ થવાં, અંધારામાં બેશી રહ્યા, હોઈએ તેવું લાગે અસંતોષ અને ટાઢ વાની એ કહ્યાં છે. વાતજ્વરમાં–કંપ, કંઠ, મ્હોં અને હોઠ સુકા, નીંદ્રાનો નાશ થવો, છીંક ન આવવી, શરીર રૂક્ષ, મસ્તક ઉર અને અંગે સણકા, પેટમાં શુળ, પેટ ચડવું વીગરે લક્ષણો થાય છે. પિત્તજ્વરમાં–જ્વરનો વેગ તીક્ષ્ણ, અલ્પનિંદ્રા, વાંતિ, ગળુ, ઓઠ મ્હોં અને નાક પાકવાં, પરશેવો થવો, બબડ કરવું, મુર્છા, દાહ, ઉન્મત્તતા, મળ મુત્ર નેત્ર અને ચામડી પીળી તથા ભ્રમ એ શ્લેષ્મજ્વરમાં–શરીરે ભીનાં વસ્ત્ર ધારણ કર્યા સરખુ લાગવું, જ્વરનો વેગ મંદ, આળસ, મળ મુત્ર નેત્ર અને અંગ ધોળાં, શરીર ઠંડુ–અતિ ઉષ્ણ નહીં, ઓકારી, ..... સરખુ લાગવું, જડતા, અન્ન પચન ન થવું, ચડી લાગવી, મ્હોંમાં પાણી છુટવું, નિંદ્રા, અરૂચી અને ઉધરસ એ લક્ષણો થાય છે. દ્વંદમાં બન્ને જાતનાં લક્ષણો છે. સન્નિપાતમાં–ક્ષણમાં અંગે આગ અને ક્ષણમાં થંડી લાગવી, સાંધા અને નેત્ર ઢીલાં પડી જઈ આરક્ત થઈ પાણીથી ભીનાં રહેવાં, કાનમાં વીલક્ષણ વેદના થવી, કંઠમાં કાંટા વાગવા, લ્હેમાંથી એ પ્રકારના અવાજ નીકળવા, આંખે બબડ શ્વાસ, કાશ, અરૂચી, ભ્રમ, જીભ કાળી પડવી, અંગે વીકળતા, રક્તપિત્ત થુંક આવવું, નીંદ્રા નાશ, છાતીમાં દુઃખ, પરસેવો. મળ મુત્ર થોડાં થોડાં ઉતરવાં, શરીર ઝાઝુ કૃશ ન થવું, કંઠ બોલવો,

# "वंदे मातरम्."

## धी बालाप्रसाद फार्मसी.

वडनगर अने वीसनगर (उत्तर गुजरात.)

---

वीसनगर शाखाना अध्यक्ष.

### श्रीयुत् भोगीलाल त्रीकमलाल त्रीवेदी.

**वडोदरा वरीष्ट कोर्ट अने पालनपुर एजन्सी प्लीडर, तथा लांबा वखतना अनुभवी आर्य वैद्य.**

---

वडनगर शाखाना अध्यक्ष.

### डॉकटर मंजुलाल भोगीलाल कंथारीयाकर.

**एम. सी. पी. एस अने एम एच. सी. [कलकत्ता.]**

प्रसुतीशास्त्र, शस्त्रक्रिया अने आ नीपुणताने माटे चंद्रक (मेडल) मेळवी, पहेले नंबरे पास थयेल चक्षु, कान अने गळाना रोगोना खास अनुभवी, आयुर्वेदीक, एलोपेथीक, होमीयोपेथीक, अने बायोकमीक वीगेरे रीतीए उपचारक खास डोकटर.

---

धी. बालाप्रसाद फार्मसीमां ए आयुर्वेदोक्त,



पेटन्ट तेमज अन्य दवाओ, रीते, खास ध्यान पुर्वक बनाववामां आवाथी प्रसंगे पथ्यादीकनुं सेवन न थवाई जतनुं नुकशान करती नथी; रामबाण अने कीम्मतमां सस्ती.



हेमांनी केटलीक माहीती पाछली बाजु

# હજારો રૂપીઆ પરદેશ ફેંકી દઇ, અસ્પર્ષ્ય અને અભ

# પદાર્થોનું નીત્ય સેવન કરતા બચી, ફકત આયુર્વે-

# દોક્ત અનુભવ સિદ્ધ દવાઓનેજ ગ્રહણ કરો.

**૧ તીમીરહર બીંદુ**—મોતીયા ઉતરવાની ઉતાવળાપણાથી, કે બીજી કોઈ રીતે પ્રાપ્ત થતુ આંધળાપણુ, ઝાંઝો રોગ જામતા પહેલા આ દવા વાપરવામા આવે તો અવસ્ય મટે છે શરૂ થતા મોતીયા ઓગળી જાય છે, અને નેત્ર ની યાતી જરૂર પડતી નથી દરરોજ કુમત એક બે ટીપાં સ્હવાર સાંજ આંખમા નાખવાં કીમત શીશી એકના રૂ ૩

**૨ બધીરત્વ વિનાશક તેલ**—રોજ સુતી વખત બે ત્રણ ટીપા કાનમા નાખી, થાળી સુઈ રહેવાથી, ગમે તેટલા જુના વખતનું બહેરાપણુ કમી થઈ મટી જાય છે, એ કાનમા થતા અવાજ, સણકા વીગેરેનો નાશ થાય છે કીંમત શીશી એકનો રૂ ૧

**૩ નેત્ર બીંદુ**—આ દવાના દીવસમાં બે વખત આંખમા ટીપા નાખવાથી ગમે તેવી સખત દુખવા આવતી આંખ તુર્ત મટે છે શીશી ૧ ના આના ૮

**૪ કર્ણ બીંદુ**—ગમે તેટલા જુના વખતના કાન પાકી નીકળતી રસીને અજાયબીતે ટકાવી આરામ કરે છે પીચકારી વતી ધોઈ યા શળી ઉપર રૂ લગાડી તે વડે સાફ કરી આ દવાના ત્રણ ચાર ટીપા નાખી રૂ ઘાલવુ શીશી ૧ ના આના ૮

**૫ આંખના ખીલની અકસીર દવા નંબર ૧. ૨.**—વાપરવાની વીગત સાથે બન્નેનો રૂ. ૧

**૬ આંખના ફુલનો મલમ.**—આના ૮.

**૭ દંત દુઃખ નિવારક તેલ.**—દાઢ દુખવી મસુડા વીગરેને તર્ત મટાડે છે શીશી ૧ ના આના ૮

**૮ ખસની અકસીર દવા.**—ત્રણ દીવસમાં ખસ મટાડે છે તોલા ૧ ના આના ૪

**૯ અપુર્વ માલીની વસંત.**—આર્ય ઔષધ શીરોમણી કસ્તુરી, અંબર સુવર્ણાદિ મિશ્રીત આ દવા ધાતુ ક્ષય વીગેરે ઉપર રામબાણ અસર કરે છે તોલા ના રૂ. ૮ અગર ગોળી ૨૪ નો રૂ. ૧

**૧૦ બૃહત સુવર્ણ માલીની વસંત**-ગુંજા દ્વંદ્વં મધુચ પલયા સર્વ રોગે વસત તોલા ૧ ના રૂ ૮

**૧૧ વ્યાધી નાશન રસ**—અપચો અજીર્ણ, ચુક ઝાંડા તેરો વીગેરે ઉપર ખાસ ગોળી ૬૦ નો રૂ ૧.

**૧૨ આયુષ્ય સંરક્ષક ગુટી**-પ્લેગ જેવા ભયકર વ્યાધીને અટકાવવામા અને તાવ ઉતારવામાં રામબાણ અસર કરે છે ગોળી ૩૦ નો રૂ ૧

**૧૩ સહસ્ત્રપુટી અભ્રક ભસ્મ.**—તાવ, ક્ષયાદિ ઉપર તોલા ૧ ના રૂ ૧૦

**૧૪ શતપુટી લોહભસ્મ**-તોલા ૧ ના રૂ ૨

**૧૫ પ્રવાળ ભસ્મ**—તોલા ૧ ના રૂ ૨

**૧૬ ષોડશપુટી વંગ ભસ્મ**-તોલા ૧ ના રૂ ૨

**૧૭ લોહાસવ**—ગતલી શીશીનો રૂ ૧

**૧૮ યોગરાજ ગુગ્ગુળ**-સધી વાત, પ્રસુવાત વીગરે ઉપર તોલા ૧ ના રૂ ૨

**૧૯ શક્તિવર્ધક ગુટી**-ગોળી ૩૨ નો રૂ ૧

**ધી આલાપ ... વડનગર અને વીસનગર.**

REGISTERED NO. B. 778

# ધન્વંતરી.

# DHANVANTARI.

પુસ્તક ૧ લું.　　ફેબ્રુઆરી.　　અંક ૨ જો.

પાશ્ચાત્ય નૂતન શોધ ખોળ અને પ્રાચીન આયુ-
ર્વેદનાં ઉત્તમ રહસ્યોને શાસ્ત્રીય રીતે ચ-
ર્ચતું સર્વોત્તમ વૈદકીય માસિક.



પ્રકાશક.
ધી બાલાપ્રસાદ ફાર્મસી.
વીસનગર.
(ઉત્તર ગુજરાત.)



તંત્રી.
ડૉ. મંજુલાલ ભોગીલાલ કંથારીઆકર.
એમ. સી. પી. એસ. અને એમ. બી. એચ. સી. (કલકત્તા)

વાર્ષિક ઉપહાર અગાઉથીજ, પોસ્ટેજ સાથે. રૂ. ૨.

છુટક અંકના આના ત્રણ.

"જૈન વિદ્યાવિજય પ્રીન્ટીંગ પ્રેસ."
ઘીચીરાડ—અમદાવાદ.

# વિષયાનુક્રમ.



---

શ્રી ધન્વંતરયે નમઃ




"SENM NASA IN CORPORE NDAS."        "પહેલું સુખ તે જાતે નર્યાં."

પુસ્તક ૧ લું.        ફેબ્રુઆરી ૧૯૦૮.        અંક ૨ જો.

## કાળજ્ઞાન.

### ચોપાઈ વૃત્ત.

પગ ન્હાની કર કાળજું, નાસા શીતળ થાય;
શ્વાસ જ પ્રકટે શીશમાં, તો તો મૃત્યુ થાય. ૧
અંગ ધ્રુજે સ્થિર નવ રહે, સ્વાદ સુગંધી જાય;
જન વરત્યાં જવ ના ગયાં, પક્ષે* મૃત્યુ થાય. ૨
કંઠ રૂંધાયો કફથકી, મુખ રહે વ્યાધિ વિકાશ;
એ નર જાણો જીવશે, જો ઇચ્છે અવિનાશ. ૩
સોફ+ ચઢે મોંઢાથકી, સ્ત્રીઓને જે વાર;
પુરૂષ પાયથી જાણવો, અસાધ્ય એ નિરધાર. ૪
'નર ધૂંટી સ્ત્રીને ડુંટી' જો આવે સોજાય;
કોઇ વિષમ વ્યાધિ વિષે, અસાધ્ય એ કહેવાય. ૫
ભ્રમર× ન દીસે રોગીને, નવ દિનમાં જીવ જાય;
ચન્દ્ર સુણે નહી તો નકી, સપ્ત દિને ક્ષય થાય. ૬
કાળી કીકી ન દેખતાં, પંચ દિને અળપાય;
નાસિકાગ્ર જવ ના જુએ, ત્રણ દિનમાં મરિ જાય. ૭
જવ જીહ્વાગ્ર ન દેખિયું, દરદીએ કર્યે યત્ન;
તો તે દિન જાશે નકી, જીવરૂપી મહા રત્ન. ૮

* પક્ષે= પંદર દિવસે. + સોફ=સોજા. × ભ્રમર=આંખની ભ્રમરો.

# હીપ્નોટીઝમ અને ત્હેનો વૈદકીય ઉપયોગ.



આખી દુનિયાના પુરાતન કાળના લોકોમાં, અને ખાસ કરીને હિંદુસ્તાનમાં અત્યારે પણ, મંત્ર જંત્ર તરીકે લેખાતી ઉંજણી નાંખવાની, મંત્રેલું પાણી પાવાની, હાથ ફેરવીને આરામ કરવાની, વિગરે ક્રિયાઓની સત્યતા સ્વીકારવામાં આવી છે. આપણા આગળના રૂષિ મુનીઓ કેવળ વચન માત્રથીજ કાર્ય સિદ્ધ કરતા, જેને આશિર્વાદ કે શાપ લેખવામાં આવતો. આવા આશિરવાદથી કલ્યાણ થયાના, અને શાપથી સત્યનાશ થયાના અનેક દાખલાઓ પુરાણોમાં છે. કાઇસ્ટ-ઇશુખ્રિસ્ત, દરદીઓના ઉપર હાથ મૂકીને ત્હેમને આરામ કરતો એ વાત બાઇબલમાં સુપ્રસિદ્ધ છે. એ વિગરે અનેક મહા પુરૂષોએ તેવી સત્તા બજાવેલી છે અને હાલ પણ બજાવે છે. આમ થવાનું મુખ્ય કારણ શું છે. ત્હેનો પાશ્ચાત્ય વિદ્વાનોએ અત્યંત બારીક શોધ કર્યો છે; જેનું અમો કેટલુંક વર્ણન અત્રે આપીશું.

ઇતિહાસ—પ્રાણ વિનિમય (Animal Magnetism) ના સિદ્ધાંતનો પ્હેલ વહેલો વાસ્તવિક શોધ કરનાર ફ્રેડરીક એન્ટન મેસ્મર નામનો મહાપુરૂષ કહેવાય છે, અને તેટલા ઉપરથીજ એ વિજ્ઞાને મેસ્મેરીઝમ એ ઉપનામ પણ આપવામાં આવે છે. મેસ્મર હ્રાઇન નદી ઉપરના વેઇ શહેરમાં ઇ. સ. ૧૭૩૪ ની સાલમાં જન્મ્યો હતો. તે વખતના વિદ્વાન શિક્ષા ગુરૂઓના હાથ નીચે વીયેનામાં વૈદ્યકનો અભ્યાસ કરી ત્હેણે ડીગ્રી મેળવી હતી; અને વૈદકનો ધંધો શરૂ કર્યો હતો; પરંતુ જ્યોતિષ વિદ્યાનો ત્હેને શોખ હોવાથી ગ્રહોની અસર કોઇક વિચિત્ર પ્રકારે માણસો ઉપર થાય છે એવું ત્હેનું દ્દઢ માનવું થતાં તે ત્હેના શોધમાં મચ્યો રહયો, અને ઈ. સ. ૧૭૬૬ માં પ્હેલ વ્હેલું ત્હેણે પોતાનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું, ત્હેમાં ત્હેણે આ અસરને વિદ્યુત્ અથવા ગુરૂત્વાકર્ષણને મળતીજ દર્શાવી છે. સાંકેતિક વસ્તુ આદિક આસ પાસના વાતાવરણની જાદુઇ અસર પોતાના દરદીઓ ઉપર ચમત્કારિક રીતે થાય છે એ વાતને સ્વીકારીને તે પોતાના અભિપ્રાય ગૃહ (Consulting apartment.) ને બહુજ ઝાંખા બળતા દીવાથી પ્રજ્વલિત કરતો. ત્હેમાં ઠેર ઠેર આયના લટકાવી દેતો, અને પ્રસંગે પ્રસંગે સૌગંધિક પદાર્થોની ખુશબો, લોબાન કે એવીજ કોઇ રસાયણીક મેળવણીને દેવતા ઉપર નાખવાથી ત્હેની ધુણી, અને ઝીણું ઝીણું મનોહર ગાન તો આવ્યાજ કરતાં. ત્હેની પાસે ઉપચારાર્થે આવનાર દર્દીઓ એક બીજાના હાથ પકડી આ ઓરડીમાં

ભેગા મળી ત્હેની વાટ જોતા બેશી રહેતા, અને તેવામાં મેસ્મર કોઇ જાદુગર હોય તેવા વેષમાં આવી પહોંચતો. કોઇને દર્શન માત્રથી, તો કોઇને હાથ ફેરવીને, કોઇને ફક્ત સ્પર્શથી, તો કોઇને જાદુઇ પાણી પાઇને તે આરામ કરતો. મેસ્મરનો સિદ્ધાંત એવો હતો કે આ જાદુઈ સત્વ-(Animal Magnetism.) ભૂમંડળમાં સર્વત્ર પ્રસરી રહ્યું છે અને માણસોને ત્હેમના મગજ આદિક જ્ઞાનતંતુઓ દ્વારા અસર કરે છે. ત્હેના સિદ્ધાંતને વીયેનામાં જો કે સખત રીતે વખોડી કહાડવામાં આવ્યો; તોપણ ત્હેની પારીસમાં ઘણી પ્રસિદ્ધિ થઇ, અને બીજા ડાક્ટરોએ તે વાત ઉપાડી લીધાથી ફ્રાન્સની સરકારને ૧૭૮૪ ની સાલમાં આ વિષયની તપાસ કરવાને એક કમીશન નીમવું પડ્યું. પરંતુ આ કમીશને મેસ્મરના સિદ્ધાંતને જોઇએ તેવો ટેકો ન આપ્યાથી તે વિદ્યા ખોળંભે પડી, અને ત્હેનો વૈદકીય ઉપયોગ બંધ કરી દેવામાં આવ્યો; તોપણ એ વિદ્યાને માનનારા લોકોએ છુપી રીતે પોતાના શોધ ચલાવ્યાજ કર્યા: અને ૧૮૫૫ ની સાલમાં મેસ્મરનું સ્વીટ્ઝર લેન્ડના મીયર્સબર્ગમાં મૃત્યુ થયું ત્યાંસુધી ત્હેનું કંઇ વાસ્તવિક પરિણામ આવ્યું નહીં. તેજ વર્ષમાં ફક્ત રોગ મટાડવાને માટે નહીં; પરંતુ આશાયેશ મળે તેવી શાન્ત ઊંઘ લાવવાને માટે પણ અનેક પ્રયોગો પારીસ અને બર્લીનમાં કરવામાં આવ્યા.

આ સમયના થોડા વખત પહેલાં બર્લીનના વિશ્વવિદ્યાલયે આ વિષયનો અભ્યાસ કરવાને એક અધ્યાપક નીમી ખાતું કાઢ્યું હતું, અને ત્હેમાં શિક્ષણ લેતા પુરૂષોનાં નામો ગણાવીએ તો પાનાનાં પાનાં ભરાઇ જાય; તોપણ તેમાંના કેટલાક પ્રસિદ્ધ પુરૂષો નીચે પ્રમાણે હતા,-વ્હોલ ફ્હાર્ટ, જેણે એક સ્વતંત્ર પ્રયોગશાળા કાઢી આ વિદ્યાના પ્રચાર અર્થે અત્યંત પ્રયાસ કરેલો છે, નીસવાન એસેનબેક, હુફલેન્ડ, એન્નેમોસર, પ્રોફેસર કઇસર, એસ્યેન મેયર અને નાસે, જેણે ૧૮૧૭ થી ૧૮૨૩ સુધીમાં Archives of Animal Magnetism નામનું પુસ્તક બાર ભાગમાં લખ્યું છે. આ સમયમાં પારીસની પાઠશાળાએ અગીયાર ડાક્ટરોની એક કમીટી આ બાબતની તપાસ કરવાને નીમી, જેણે પાંચવર્ષ સુધી દીર્ઘ તપાસ કરી, એક મતે આ વિદ્યાની તરફેણમાં પોતાનું મત આપ્યું. ત્હેમના તપાસ દર્મીયાન કેવળ અજાણ્યા માણસોને એક ઓરડીમાં લઇ જઇ ત્હેમનું ધ્યાન બીજી બાજુએ ખેંચવાને, વાતે વળગાડવામાં આવતા છતાં ભીંત પાછળ અદૃશ્યપણે પ્રયોગ કરતા માણસોની અસર ત્હેમના ઉપર એટલી બધી થતી કે તેઓ સમારા બંધ ઉંઘી જતા

આ સંબંધમાં ત્યારબાદ ડૉ. કાર્લવાન રેઇકેનબેકે ૧૮૪૧ ની સાલથી તે પોતાના મરણ સુધી અત્યંત શોધ કર્યો છે તે માણસોને છેક અંધારી ઓરડીમાં, જ્યાં સુધી પ્રકાશના એક અણુ માત્રનું પણ તેઓને જ્ઞાન થાય ત્યાં સુધી પૂરી મૂકતો અને પછી લોહચુંબક માણસોની શરીર વિગેરેની આસપાસ તેઓ શું જુએ છે તે પૂછતો. આશરે ૫૦ થી ૬૦ ટકા, લગભગ ૫૦૦ માણસોએ આ પ્રમાણે રંગબેરંગી કિરણો નીકળતાં સ્પષ્ટ રીતે જોયાં, દશ વર્ષના અનુભવ પછી રેઇકનબેકે પોતાનું Sensitive man નામનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું, જેમાં ત્હેણે મેસ્મરના સિદ્ધાંતને પ્રતિપાદન કરનારા અનેક પ્રયોગો અને દાખલાઓ આપ્યા છે. રેઇકેનબેકના શોધને ઇંગ્લેન્ડમાં ત્હેના પુસ્તકનો ૧૮૫૦ની સાલમાં એડીનબર્ગ યુનીવરસીટીના રસાયણ શાસ્ત્રના પ્રોફેસર ડૉ. ગ્રેજરીના હાથથી તરજુમો થવાથી ઉત્તેજન મળ્યું છે.*

ત્યારબાદ આ વિષયની શોધમાં એક મહાન્ પગલું મેન્ચેસ્ટરના એક પ્રસિદ્ધ શસ્ત્રવૈદ્ય "જેમ્સ બ્રેડે" ભર્યું. ત્હેણે એવું શોધી કહાડ્યું કે કોઇ એક ઉત્તેજક નહીં; પરંતુ શાન્ત વસ્તુ તરફ લક્ષપુર્વક વગર ચલિત થયે લાંબા વખત સુધી જોઇ રહેવાથી મગજની એક વિચિત્ર સ્થિતિ થાય છે, જેને તે *Neuro-Hypnotism* માનસિક ઉંઘ અને ટુંકામાં હીપ્નોટીઝમ એવું નામ આપે છે આવી રીતે હીપ્નોટીઝમ એ શબ્દ પ્રસિદ્ધ થયો. બ્રેડે ૧૮૪૨ ના જુન માસની ૨૯ મી તારીખે મેન્ચેસ્ટરની બ્રીટીશ એસોસીએશન આગળ આ વિષય ઉપર એક નિબંધ વાંચ્યો હતો. અને ત્યાર બાદ સન ૧૮૪૩ ની સાલમાં એક પુસ્તક પ્રસિદ્ધ કર્યું હતું. ખરેખર શાસ્ત્રીય રીતે આ વિષયને પ્રતિપાદન કરનાર પ્હેલ વ્હેલો પુરૂષ તો બ્રેડજ છે.

તે દરમીયાન ફ્રાન્સનો એક ડાક્ટર લીબો, જે પછી નાન્સી ગયો હતો તે આ વિદ્યાના પ્રચારક તરીકે પ્રસિદ્ધ થયો છે. સૂચક ઓષધોપચાર (Suggestive Therapeutics) નું પ્રતિપાદન ત્હેણેજ કરેલું છે. સન ૧૮૬૬ ની સાલમાં ત્હેણે આ વિદ્યાથી સાજા કરેલા કેસોનું અને ત્હેણે વાપરેલી ક્રિયાઓનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું છે; પરંતુ ત્હેની જોઇયે તેવી દરકાર ભાગ્યેજ

* પ્રોફેસર રેઇકેનબેક અને ત્હેના અનુયાયી કર્નલડી રોચાસ વિગેરે મહા પુરૂષોએ વર્ણવેલા કોઇપણ માણસ પ્રત્યક્ષ અનુભવ કરી શકે તેવા પ્રયોગોનું સવિસ્તર વર્ણન, તેમજ આ વિષયનું અન્ય અનુભવિક જ્ઞાન પ્રાપ્ત કરવું હોય તો "શ્રી બાળાસ્તવન અને દૈવીઅદ્ભુત ચમત્કાર" નામનું પુસ્તક કીં. રૂ. ૧, કર્ત્તા વકીલ ભોગીલાલ વિક્રમલાલ, વિસનગર, યા આ પત્રની ઓફીસમાંથી મંગાવી વાંચો.

લેવાઈ છે. ૧૮૮૨ની સાલમાં નાન્સીના વૈદકીય શાખાના અધ્યક્ષ પ્રોફેસર બર્નહીમે આ વિદ્યાનો શોધ ઉપાડી લીધો અને પોતાની ખાત્રી થવાથી પોતાની ઇસ્પીતાલમાં ત્હેને દાખલ કરી. ત્યારબાદ જુદી જુદી જગાએ અનેક ડાકટરોએ આ વિદ્યાને સ્વીકારી તે એટલે સુધી કે ૧૮૮૮ અને ૮૯ બે વર્ષોમાં લગભગ ૪૦૦ પુસ્તકો, માસિકો અને વર્તમાન પત્રો પ્રસિદ્ધ થયાં છે, અને ત્હેમાંના ઘણાંખરાં વૈદકીય માણસોથીજ ફ્રેન્ચ ભાષામાં લખાયેલાં છે. ૧૮૯૮ ના ૨૦મી આગસ્ટના બ્રીટીશ મેડીકલ જર્નલ માં એડીનબર્ગની એસોસીએશનની થયેલી મીટીંગનો પૂર્ણ રીપોર્ટ પ્રસિદ્ધ થયો છે તે ઉપરથી જણાય છે કે, ભલભલા વિદ્વાન ડાકટરોને પણ હવે આ વિદ્યાની સત્યતા વિષે શંકા નથી. પારીસ, કોપનહેગન, બ્રેસ્લો અને એવાંજ બીજાં પ્રખ્યાત સ્થળોનાં વિશ્વવિદ્યાલયોમાં આ વિદ્યા શિખવવાનાં સ્વતંત્ર ખાતાં પ્રોફેસર હેઇડનહેમ, બ્રીલાંન; લેહમન, એવાજ બીજા પ્રસિદ્ધ પુરૂષોનાં અધ્યક્ષપણા નીચે ખોલવામાં આવ્યાં છે અને ત્યાં શાસ્ત્રીય રીતે આ વિદ્યાનું જ્ઞાન અપાય છે.

વિદ્યાકળાના આ જમાનામાં આવી રીતે હીપ્નોટીઝમ-મેસ્મેરીઝમ યાને પ્રાણવિનિમય નામની વિદ્યાની યથાર્થ માન્યતા સ્વીકારાઈ છે, અને હવે તો શોપન હોરનું નીચેનું કહેવું અક્ષરશઃ ખરૂં જ પડે છે કે;—

"આજકાલ જે માણસ આ વિદ્યાનો સ્વીકાર કરતો નથી, ત્હેને અજ્ઞાની નહીં પણ ખબ્જ કહેવો."

હીપ્નોટીઝમ એ શું છે;—હીપ્નોટીઝમ એ એક જાતની કૃત્રીમ ઉંઘ છે, કે જેમાં માણસ દેખીતું નિદ્રાવસ્થામાં હોય છે; તો પણ ક્રિયા કરનારની મરજી અનુસાર હલન ચલન યા લાગણી બતાવી શકે છે. બર્નહીમ ત્હેની એવી વ્યાખ્યા આપે છે કે "એ એક એવી માનસિક સ્થિતિ છે, કે જેમાં બ્હારથી થતી સૂચનાઓનું ભાન થવાની શક્તિ ઘણા મ્હોટા પ્રમાણમાં વધી જાય છે.

સાધારણ રીતે હીપ્નોટાઇઝ થયેલા માણસની સ્થિતિ કુદરતી ઉંઘને મળતીજ હોય છે; તોપણ એ જાણવું અત્યંત જરૂરનું છે કે ઉંઘનાં દેખાતાં કોઇપણ ચિન્હ શિવાય પણ હીપ્નોટીક સ્થિતિ પ્રાપ્ત કરી શકાય છે. એક સાધારણ ઉંઘતો માણસ બ્હારથી થતી જુદી જુદી ઉત્તેજક અસરો તરફ એક સરખીજ લાગણી બતાવે છે, જ્યારે હીપ્નોટાઇઝ થયેલો માણસ બહુ વિચિત્ર પ્રમાણમાં તેમ કરે છે. તેવા માણસને એકાદ લાગણી બહુ તીવ્રપણે

અસર કરે છે, જ્યારે બીજી બિલકુલ કરતી નથી. તે વખતનો ક્રિયા કરનાર ત્હેને જેટલું જેટલું હા કે ના કહે છે તેટલું તેટલુંજ તે કરે છે, યા લાગણી દર્શાવે છે, બાકી બીજું કંઇજ કરતો નથી તે માનસિક રીતે બ્હેરો યા આંધળો છે; પરંતુ શારીરિક રીતે નહીં. હીપ્નોટાઇઝ થયેલો માણસ ખરી રીતે કહીએ તો ફક્ત ક્રિયા કરનારના હાથમાં એક રમકડુંજ છે. ત્હેને જે કંઈ કહેવામાં આવે ત્હેનો સ્પષ્ટ માનસિક વિચાર બીજા કોઈ પણ તર્ક વિતર્ક થયા શિવાય ઉદ્ભવે છે. અને બરોબર તે પ્રમાણે ગમે તેટલા જોખમે પણ અચુક કાર્ય થયા શિવાય રહેતું નથી, આ સ્થિતિ કેવળ સાહસિક છે. એક સાધારણ ભોળા માણસને જેમ કોઇ તે ન સમજે તેવી વાત કહેવામાં આવે તો બરોબર તે પ્રમાણે પાળે છે, તેમ હીપ્નોટાઇઝ થયેલો માણસ ત્હેના કુદરતી સ્વભાવને અનુસરી ત્હેને જે કહેવામાં આવે તે બરોબર રીતે પાળે છે, આ સંબંધમાં મનની શરીર ઉપર કેટલી અસર છે તે જાણવું પણ અત્યંત આવશ્યક છે. એકાગ્ર ચિત્તથી કરેલા વિચાર શરીરમાં મહાન્ ફેરફાર કરી શકે છે, જેમકે ઉંઘને માટે અફીણના સત્વ (Morphine) ની પિચકારી ત્વચાદ્વારા આપવામાં આવી છે એવા ભાનમાં કોઈ દરદીને કેવળ પાણીની પિચકારી મારવામાં આવે તોપણ સારી રીતે ઉંઘ આવ્યાના અને એવા બીજા ઘણાજ દાખલા બનેલા છે. લઢાઇની અંદર હાથ પગ કે બીજું અંગ કપાઇ ગયા છતાં ત્હેની કરી પણ અસર થયા વગર જેમને તેમજ લઢાઈમાં આગળ ધસેલા રણવીરોના દાખલા ઇતિહાસમાં મોજુદ છે. દાંત દુખવાની, ચુંક આવવાની કે એવાજ બીજા કોઇ તીક્ષ્ણ દર્દની પીડા પણ આપણે રસીલી વાતમાં વળગતાં, કે બીજા કોઇ અકસ્માત વખતે ભૂલી જઇએ છે. આ બધું શું બતાવે છે? એજ કે દરદ માત્ર કેવળ મનમાંજ રહ્યું છે; અને તેથી જો કોઇ પણ રીતે આપણે મનની એવી સ્થિતિ કરીએ કે ત્હેને દરદ યા રોગનું ભાન થાય નહીં, તો પછી નિરામયતા એની મેળેજ આવશે. ઉંઘ એ આવી એક સ્થિતિ છે. કોઇ પણ દરદીને સારી રીતે ઉંઘ આવવાથી કેટલી આશાએશ મલે છે અને પરિણામે ત્હેનું કેટલું બધું દર્દ ઓછું થાય છે તે દરેક માણસના અનુભવની વાત છે; પરન્તુ સાધારણ ઉંઘ લાવવી અને ત્હેને નિભાવવી એ દરેક માણસના હાથમાં હોતું નથી. ઘણા દર્દીઓને આપણે એમ કહેતાં સાંભળ્યા છે કે "અરે! શું કરીએ, ઘણુંએ કર્યા છતાં રાત્રે બિલકુલ ઉંઘ આવતી નથી; પથારીમાં એમને એમ આળોટયા કરવું પડે છે, અને ઘણુએ ઇચ્છીએ છીએ કે ઉંઘ આવે, પરંતુ આવતીજ નથી." વાસ્તવિક રીતે તેમની ઉંઘ લાવવાની આ ઇચ્છા તે ઇં-

ચ્છાજ નથી. તેમના મગજમાં તો સુવા જતાં પહેલાંજ ભૂત ભરાઇ ગયું હોય છે કે આજ ઊંઘવા જતાં બિલકુલ ઉંઘ આવશેજ નહીં, અને આમને તેમ ગોથાં મારવાંજ પડશે. વસ્તુતઃ બને છે પણ તેમજ. બાકી ખરેખરી શંકા રહિત માન્યતા હોય તો ઉંઘ આવ્યા શિવાય રહેજ નહીં, કારણ કોઇ એક સાધારણ માણસ જ્યારે નિદ્રા લેવા જાય છે, ત્યારે પોતાના નિયમિત વખતે ઉંઘ આવશેજ અને ત્હેને માટે પોતે અમુક તૈયારી કરીને સુઇ જવું વિગરે કરે છે તેથી અમુક ઉંઘ આવે છેજ. આવા દર્દીઓ હીપ્નોટીઝમની ક્રિયા કેટલો બધો ફાયદો કરે છે તે ફક્ત અનુભવિજ જાણે છે. આથી રોગ મટાડવાનું જે મુખ્ય સાધન બલવત્તર અનુકૂળ માનસિક સ્થિતિ ત્હેને કોઇ પણ વૈદ્ય, ડાક્ટર કે ઉપચારકે ભૂલી જવી જોઇતી નથી, બલ્કે દવા આપો કે ન આપો; પરંતુ દ્રઢ વિશ્વાસની તો અત્યંત આવશ્યકતા છેજ.

આ ક્રિયાના મુખ્ય ત્રણ સિદ્ધાંત છે;—

(૧) મેસ્મર સ્થાપિત સિદ્ધાંત.

(૨) શારકોટ " "

(૩) નાન્સી પ્રચલિત સિદ્ધાંત.

આમાંનો ત્રીજો સિદ્ધાંત જે નાન્સીની સ્કૂલના અભ્યાસકોએ સ્થાપેલો છે, તે સર્વથી સુલ્લભ, નિર્ભય અને મેસ્મરના "વિદ્યુતતત્વ" જેવાના અસ્તિત્વને વધારે પ્રાધાન્ય આપનારો છે. આજકાલના પ્રખર હીપ્નોટીસ્ટો તેજ અનુસરનારા છે અને ત્હેમાં કેવળ માનસિક અસરનેજ મુખ્ય સાધન લેખેલું છે, આથી અમે પ્રથમ તેજ સ્કૂલની હીપ્નોટાઇઝ કરવાની રીતિ આપીશું.

ડા. લીબોલ્ટની હીપ્નોટાઇઝ કરવાની રીતિ;—સંપુર્ણ ફતેહ મળવાને માટે આમાં ત્રણ વાતની મુખ્ય આવશ્યક્તા છે–એક તો દરદીને ત્હેના વ્યાધિથી મુક્ત થવાની તીવ્રેચ્છા, બીજું વાપરવામાં આવતા સાધનોની સફલતા વિષે ત્હેની પુર્ણ આસ્થા, અને ત્રીજું દરદીની આસપાસના વાતાવરણની અનુકૂલ સુખકર સ્થિતિ. હીપ્નોટીઝમમાં દરદીના મગજની તર્કબુદ્ધિ અને વિચારશક્તિને દબાવી દેવામાં આવે છે, અને આંતર સ્ફુરણશક્તિને વધારવામાં આવે છે; જેટલા પ્રમાણમાં પછીનું કાર્ય વધારે થાય છે તેટલા પ્રમાણમાં ઉપચારની સફલતા પણ વધારે થાય છે. દરદીને પ્રથમ ત્હેને સમ્પુર્ણ આરામ મળે તેવી રીતે બેસવાનું કહેવામાં આવે છે, અને બની શકે તો બીજા દરદીઓને આ ક્રિયા થતી હોય તે જોવા દેવામાં આવે છે, જેથી ત્હેની સમ્પુર્ણ આસ્થા ચોટે છે અને છેક બાળપણનોજ ગુપ્ત રહેલો અનુકરણ કરવાનો ત્હેનો સ્વ-

પ્રથમ સર્વે લોકોએ મુંબઈમાજ પધારવું અને તે એપ્રીલની તા ૧૭ ની તારીખની સવાર સુધી આવવું જેથી તેમની મુંબઇમા રહેવા કરવાની ગોઠવણ થઇ, ત્યાં સ્વાગત સભા થશે. અને બધા સાથે મળીને પનવેલમા ... પાછા મુંબઇમા આવશે. તે વિષેની સર્વે ગોઠવણ, પનવેલના શ્રીધૂતપાપેશ્વર આરોગ્ય મદિર તરફથી થશે; જે માટે કોઇને કાઇ પણ ખરચ આપવો પડશે નહી. પણ જો કોઇને એકદમ પરભારા પનવેલમાજ આવવું હશે તેઓએ પોતાના ખરચથી ત્યા આવવુ. તેઓ જો બે દિવસ અગાઊથી "ભિ. વિષ્ણુ કૃષ્ણ શાસ્ત્રી પુરાણિક, પનવેલ, જી. કુલાબા" એમને ખબર આપશે તો પનવેલમાં તેમની રહેવા વિગેરેની ગોઠવણ કરવામાં આવશે.

આ સર્વે સસ્થા વિષેની વિગતો, વારવાર ભારતધર્મ પત્રકમાથી પ્રકટ કરવામાં આવે છે. જેથી સર્વ લોકોને તેનો ઉપયોગ થવા માટે એવી ગોઠવણ કરી છે કે, જે લોકો ટપાલખરચ માટે ૧ આનો મોકલે તેઓને ચાર અંક સુધી 'ભારતધર્મ' પત્રક મફત મોકલવુ. બાઇએ તેઓએ ૧ આનો મોકલી ભારતધર્મ મંગાવવું.

ભારતધર્મકાર્યાલય, કા ૫ તલાવ સામે ગીરગામ, મુબઈ, નબર ૪

શંકર દાજી શાસ્ત્રી પદે,
આયુર્વેદ મહોપાધ્યાય

## માસિકના તંત્રીના સ્વર્ગગમન સંબંધી શોકોદ્ગાર.

(માલિની છંદ)

સમય વિણુ સલૂણા સ્વર્ગમા શું સિધાવ્યા !
અરરર દિલમાહે લેશ ના રે'મ લાવ્યા!
તુમ વિણુ પિતુ માતા ભ્રાત સ્રી આદિ ઝૂરે,
પ્રિય વગર તણાયા એમિયો શોકપૂરે. ૧
પિતુઋણુ પણુ પૂરૂં ના કર્યું નેમ પાળી,
હક પુરણુ પ્રિયાના ના કર્યા હસ્ત ઝાલી,
જગહિત ચિત પ્રેરી પાછું વાળ્યુંજ પ્યારા,
અઘટિત ગતિ ધારી જૈ રહ્યા છેક ન્યારા. ૨
અનુભવિક ઉપાયો દેશિને આપવાને,
નિજ જનપદ કેરી દુર્દશા કાપવાને';
અચળ વચન દીધું તે છતા ઓ એકાગી ?
કિં કથનજ કૂડા શું બન્યા રે નિસગી ૩
અગિત મન હતી જે આલિમોને સુ આશા,

સહુ રહિ મનમાં તે હા પડયા દુઃખ પાશા!
વિચરિ વિષમ માર્ગે નેહિપેનેજ મિત્રે,
અલ્પ સુખ બતાવી દુઃખ દીધું અતીસે. ૪.
હૃદય ભિચ થયો જે કારિ ઘા તે ન રૂઝે,
વિકળ દિલે બન્ધેથી કાર્ય કાંઈ ન સૂઝે;
સુમનસ થઈને શું તેં દગો છેક દીધો!
અધવચ અટળાવી મુક્તિનો માર્ગ લીધો! ૫

(દોહરા-છંદ)

જેની અહીં જરૂર છે, તેની ત્યાં પણ તાત!
ખાસ જરૂર જણાય છે, ભાસે એમજ ભાત! ૬
તને ગમ્યું જે તે ખરૂં, શું કહું કથન વિશેષ?
મળો શાંતિ અતિ સ્વર્ગમાં, ઇચ્છું એજ હમેશ. ૭

## દુઃખિત દિલને દિલાસો અને સુજનોને સવિનય પ્રાર્થના.

(દોહરા છંદ.)

તાત્વિકદૃષ્ટે તપાસતાં, આ સંસાર અસાર;
નિહાળિને નિશ્ચે થયું, નાશવંત નિરધાર. ૧
કૃતાંત આગળ કોઇનું, જરિયે ન ચાલે જોર;
એમ માની અણુ ચાલતાં, કરિયે હૃદય કઠોર. ૨
જે રીતે તે જીવનો, અતિવ થાય ઉદ્ધાર;
એ રીતે કૃતિ આદરી, કરિયે સુકૃત સાર. ૩
વૈદક વિષય અને વળી, નવા શોધની નોંધ;
કુલ જનને છે કામની, બુદ્ધિ વધારણ બોધ. ૪
વિત્ત તત્વવિદ્યા વધે, સાધે કાર્ય સદાય;
વળિ નરરત્નની નામના, ચેહેરે કાયમ થાય. ૫
માટે મારા મિત્રવર, ગુણિપોષક ગુણવંત!
આ માસિક થાવા અમર, ખાસ ધરો મન ખંત. ૬
ગ્રાહક થૈ કરિ ગુણિજનો,-વ્હાલા દેશી વીર!
પૂર્ણચંદ્રની પ્રાર્થના, ધરો ધ્યાનમાં ધીર! ૭

અસ્તુ! શુભભવેતુ!!

### મહાશયે નડીયાદ નિવાસી "વડનગર–વિસનગર બાલાપ્રસાદ ફૉર્મસી"ના અધ્યાપક સન્મિત્ર મંજુલાલ ભોગીલાલ કંથારીયાકર સ્વર્ગસ્થ સંબંધી "પરલોક–પુકારે"

ઇષ્ટમિત્રવર્ય! પ્રથમ તો ત્હારો (ધન્વતરી) એ નામના માસિકનો લેખ અધૂરો છે, ઔષધાલય ચનું છે. ત્હારા વિવિધ પત્રો ને માસિકોમા જાહેર ખબરો વિના તે તે પત્રો ને માસિકની જગાઓ સૂની પડી છે. ત્હારાં પુસ્તકોનાં કબાટો બંધ છે. ટેબલો ને ખુરશીઓ નિસ્તેજ છે. ખીંટીએ ભરાયેલાં વસ્ત્ર મલીન થઇ જાય છે, ત્હારી વિવિધ સ્થિતિ ને ઉમ્મરની વિવિધ ચ્હેરા–ચિત્રકે કે જે ફોટુઓ તેનાપર રજ છવાઈ ગઇ છે. વિગેરે સર્વ અવ્યવસ્થિત થઇ રહ્યું છે. તે તો બાજુએ રહ્યું; પરંતુ ત્હારો સાત્વિક સદ્ધર્મ સંપાદક જર્જરીભૂત પિતા તથા પુત્રવત્સલ મમતાળુ માતા શોકાગ્નિથી સૂકાય છે. ભાવિક ભ્રાતા ઝૂરે છે, નાહાન ઉમ્મરવાળી કાલુ ઘેહેલુ બોલતી નાની બહેનડીયોની આંખ્યે શ્રાવણ ભાદરવો વરસી રહ્યો છે. નેત્ર રડી રડી ફૂલી ગયા છે, વળી ત્હારા અંતઃપુર રૂપ ઘરમાં મહાન ભયંકર ચોરી થઇ છે. લુંટારાઓએ ધાડ પાડી છે. ત્હારી નવેલી અધુરી–મધુરી હીણભાગી પ્રિયાના હૃદયેમાં હોળી સળગી રહી છે. તેના અંગના ફેશનેબલ દાગીના શોક ચોરો લઇ ગયા છે. વિરહ ધાડપાડુએ હૃદયમાં ને હૃદય બ્હાર બહુજ મુકકીઓનો માર માર્યો છે, વૈરાગ્ય લુટારાએ ત્હારી વિયોગીનીને પકડી તેનું શિર પથ્થર સાથે અફાળી તેની શિરવેણી કાપીને લઇ લીધી છે. ઈત્યાદિક સર્વે અઘટિત થઇ ગયું છે બાપુ! વ્હાલા!! સ્નેહી!!! આ પ્રમાણે ત્હારા ઘરે આવી જોતાં મ્હને માલુમ પડે છે. તું ક્યાં ગયો છે એ સંબંધી અડોસી પાડોસીને પુછતાં તેઓ જવાબ આપે છે કે માહારાજજી! તમારો મિત્ર તો ભવાટવીની સંતાકુકડીની રમત રમવા સંતાઇ ગયો છે. ને હે ભાઇ! એ તે સાચુંજ હોય તો હવે બસ કર, જાહેરમાં આવી દર્શન દે. દીદાર દે. છતાં મ્હારા મિત્રનું કહ્યું ન માને ને સાચેજ કાયમના માટે કોઇ ગુફામાં, ઘરમાં, વનમાં, મહેલમાં, સંતાઇ ગયો હોય ને ત્હને મ્હારી અગર ત્હારી. ત્હારીની યા માતાની. યા પિતાની યા ભ્રાતાની યા બહેનોની યા કોઇની પણ દયા આવતી હો તો સાંભળઃ—

(હરીગીત છંદ.)

સંતાઇ ગયો જો હોય તું કોઇ ઝાડમાં કે પહાડમાં,
તું નિકળ ઝટ દે દરશ બાપુ હા!!! હવે રંજાડ માં;
શું પડી ચૂક શું જડી ભૂલ્યો, જેથી ગયો સંતાઇ;

પિતા માતા પ્રિય પત્ની ને ભ્રાતા ઝૂરે કહી ભાઈ ભાઈ!
દેવ દાનવનાં યુદ્ધ વિષે દેવતાનાં કપાતાં અંગ,
દવા દારૂ મલમ પટ્ટીના સારૂ, ઇંદ્રે કરીને ઉમંગ,
તેડાવીયો જે કારણે તે કાર્ય જો સહુ થઈ રહ્યું,
તો વિણુ વિલંબે આવજે અહી કરગરિ કહું બહુ બહુ;
જો નહિ આવે તો લખ કાગળ, શાન્તિ થવા હે ભ્રાત!
સુખને શાન્તિ સ્વર્ગે છે કેવી વિસ્તારી તે લખ વાત.
જો દિવ્ય પત્ર તહી તણો અહી ચર્મચક્ષુ અમ ખરે;
તો અહીં તણો તહી મોકલું તું ઝડપિ લેજે તવ કરે.
સ્થૂલપત્ર કદી ત્યાં ન મળે તો સૂક્ષ્મ તેના ઉદ્‌ગાર;
તત્વશાસ્ત્રની અંતિમ મુજરીયોથી સાંભળ શાન્ત પુકાર.
સન્મિત્ર મંજુલાલ ત્હે સપડાવીઓ તે શોકમાં,
અમિધર તણોં તું વાંચજે આ પત્ર રહી પરલોકમાં.

---

## આ માસિકના તંત્રી ડૉ. મંજુલાલ ભોગીલાલ કંથારિયાકર એમ. સી. પી. એસ. અને એમ. સી. એચ. સી. નું સંસારની અસારતા સિદ્ધ કરનારૂં ટુંક જીવન વૃતાંન્ત.

આ માસિકના ઉપતંત્રી મિ. ભોગીલાલ ત્રિકમલાલ ત્રિવેદી, કે જે વડોદરા વરિષ્ટ કોર્ટ અને પાલનપુર એજન્સીના પ્લીડર અને સુપ્રસિદ્ધ અનુભવિ આયુર્વેદ છે, તેમના કુલદીપક મંજુલાલનો જન્મ સંવત ૧૯૩૮ ના વૈશાખ સુદી ૧૧ તા. ૨૯-૪- સને ૧૮૮૨ ના રોજ થયો હતો. અને એ જન્મ સંબંધી કાસર તાબે પેટલાદના પ્રખ્યાત જ્યોતિવિ સંઢારામે બાંધ્યે જન્મકુંડળી રાંકી હતી તે નીચે મુજબ હતી.

મિતી વૈશાખ શુદી ૧૧ શનિવાર ઘડી ૬ પલ ૪૧ ઉત્તરાફાલ્ગુની ઘડી ૬૦ પલ ૦ વ્યાઘાત યોગ ઘડી ૪૩ પલ ૫ મેષ સંક્રાંતી ગતાંશા. સૂર્યોદયાત ગંત ઘડી ૩ પલ ૫ સમય જન્મ શાકે ૧૮૦૪

| સ્થાન. | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ |
| ૨ ગુ. શુ. કે. | ૩ | ૪ મં. | ૫ ચં. | ૬ | ૭ | ૮ રા. | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧ બુ.શ.ર |

આ જન્મકુંડળી મિ. ભોગીલાલને સુદી ૧૪ ને રોજ વિસનગર મુકામે પ્રાપ્ત થઈ તથા

પુત્રજન્મની વધામણીનો કાગળ પણ તે સાથે મળ્યો હતો. જોકે આ દુનિયામાં મહેલ હવેલી અને ઝુંપડીમાં વાસ કરનાર તમામ મનુષ્યને પુત્ર જન્મની વધામણિથી અપાર હર્ષ પ્રાપ્ત થાય છે, તો પણ પુત્ર જન્મની વધાઇનો પત્ર વાંચ્યા છતાં હર્ષઘેલા ન બનતાં ઈશ્વરે જાણે ભવિષ્યનુ ભાન કરાવા હિતાર્થેજ વિચિત્ર વિચાર પ્રકટ ન કર્યો હોય! તેવો વિચાર ઉત્પન્ન થયો અને તે વિચારના અક્ષરે અક્ષર પોતાની નિત્ય નોંધમાં પાને ૩૨૭ થી ૩૩૨ લગી નીચે પ્રમાણે લખ્યુ હતું કેઃ—

"એક ઘડી આનંદ વધે ને, એક ઘડીમાં શોક;
એકેની સ્થિરતા નથી અંતે, ફળ તેના છે ફોકરે—
ગમ ન પડે નગને ગોવિંદની ગતિ ન્યારી,
અકળકળા છે ઈશ્વરની એ શું જાણે સંસારીરે, ગમ ન પડે
પુત્ર જન્મ પામ્યાથી પ્રાણી, જીવમાં હરખે જોઈ;
પલક વાર પછી શું નીપજશે, કળી શકે નહીં કોઈરે ગમ ન પડે."

ઈત્યાદિ વિપરીત વિચારો સાથ અનિષ્ટ આભાસ ભાસમાન લાગ્યો જેથી આખર વધામણિથી હરખાઈ ન જતા, તેમ અનિષ્ટ આભાસ વિચારથી ખેદવંત ન થતા વિચારવા લાગ્યા કે જે જગતનિયંતાની ઈચ્છા હશે તેજ થશે. એમાં મારે વિકલ્પ સંકલ્પ સાથે દરમિયાનગીરી કરવી તે કુદરતી કાનુન આડે આવવા જેવો પ્રકાર ગણાય. જીવને લાભ-હાનિ સુખ-દુઃખ પૂર્વ સંચિત કર્મ પ્રમાણેજ ભુકતવા પડે છે જેથી દૈવને દોષ દેવો પણ અજ્ઞાનથી આચ્છાદિત થયલા મનની નિર્બળતાજ છે. માટે હર્ષ કે શોક કશું કરવાની જરૂર નથી; કેમકે—ઘડી પછી શુ થશે તેની જ્યારે ખબર નથી ત્યારે આ પુત્રજન્મના સમાચારથી આનંદિત શા માટે થવુ જોઇયે? આખર કદાચ વધારે શોકના ભોકતા થવું પડે તે કરતા અત્યારેજ વધારે હર્ષઘેલા ન થવું એજ ઉત્તમ છે કહ્યુ છે કે—

यथा काष्ठ च काष्टं च, समे यातां महोदधौ,
समेते च व्यपे यातां, तद्धद्भूत समागमः
एवं पुत्राश्च पौत्राश्च, ज्ञातयो बांधवास्तथा;
तेषां स्नेहो न कर्त्तव्यो, वियोगेन व्यथा भवेत्.

મતલબ કે—મહાસાગરની અંદર લાકડાં અગર તૃણ અનેક એકઠાં થાય છે અને વિખુટાં પડે છે. એજ મુજબ સંસાર સાગરમાં પણ પ્રાણી માત્રનો તેમજ પુત્ર-પૌત્ર—જ્ઞાતિ ને બંધુઓનો સમાગમ થાય છે ને વિખુટા પડે છે; માટે જરા વારમાં સ્થિત્યંતર થનારા પદાર્થોના ઉપર વિશેષ સ્નેહ રાખવો નકામોજ છે; કેમકે જ્યારે ત્યારે પણ વિયોગ થાય તેથી મહા દુઃખ થાય માટેજ આ બાબતનો હર્ષ શોક સમાન ગણવો જોઇએ.

બીજી રીતે વિચારવાથી—પુત્રના સંરક્ષણાર્થે પણ પ્રભુપ્રાર્થના કરવી યોગ્ય છે, તથાપિ તે કરવા તર્ફ મનોદેવતા ના પાડે છે, કેમકે જે વસ્તુ માટે જે ઈશ્વરે નિર્માણ કર્યું ... પ્રકારે ફરવાનુ નથી. કહ્યું છે કે,

"તુલસી રેખા કરમકી, મેટી ન શકે કોય;
ફોકટ કર્યો ચિંતા કરે, હોની હોય સોહી હોય।
હાનિ લાભ જીવન મરન, યશ અપયશ વિધિ હાથ."

માટે ઇશ્વરની સ્તુતિ કરી તેમને પોતાનો નિયમ તોડવા શા માટે, વ્યર્થ લવારો કરવો જોઇયે ! ફક્ત એજ નિશ્ચય રાખવો જરૂરનો છે કે જે એમણે ધાર્યું હશે તેજ થશે. આ સંસારના ક્ષણિક પદાર્થો ઇશ્વર પાસે માંગવા તે કરતાં બહેતર છે કે કંઇજ માગણી ના કરવી. માગીયે અને નિયમ વિરૂદ્ધ હોય તો જગનિયંતા પણ આપી શકનાર નથી, માટે આજની ખુશ ખબર સાંભળેલી તે ઇશ્વરની ઇચ્છા પ્રમાણે થઇ છે એટલુંજ મનમાં રોપવું બસ છે.

ઉપર પ્રમાણે વિચાર કરેલો મેં પ્રત્યક્ષપણે વાંચ્યો છે અને એ ઉપરથી ઇશ્વરની ચોક્કી મુર્તિ કે અલૌકિક લીલા સંબંધી તિર્થરૂપ લક્ષ્મીરામના સાત્વિક જનને પ્રથમથીજ ભાવિ વૃતાંતનો આભાસ થાય છે એ માનવું પણ દુરાગ્રહ ભરેલું રહ્યું નથી.

જો કે ચિરંજીવ મંજુલાલની જન્મ વધામણિ વખતે આવા વિચારો ચર્ચા હતા છતાં માત્ર માયાપતિની પ્રબળ માયાની પ્રબળતાએ ભજનશીળ ભક્તજનને પણ આશાના પારણામાં ઝુલાવવો શુરૂ કર્યો. એથી વિદ્યાભ્યાસ લાયક ઉંમર થતાં મંજુલાલને સ્કૂલમાં ગુજરાતી અભ્યાસ કરાવી ઇંગ્રેજી અભ્યાસ કરવો શુરૂ કરાવ્યો. મંજુલાલે પણ તીક્ષ્ણ બુદ્ધિબળવડે ૧૮ વર્ષની નાદાન ઉમરમાં એટલે કે સંવત ૧૯૫૬ તા. ૨૧-૧૨-૧૮૯૯ ના રોજ મેટ્રીકની પરીક્ષા ફતેહમંદી સાથ પસાર કરી. અને તે પછી નડિયાદ નિવાસિ ભાઉ સાહેબ દેસાઇની રૂ. ૧૦) સ્કોલરશીપ તેમને મળી હતી, તથા એજ સાલમાં પ્રીવિયસનો અભ્યાસ કરવા સંદરહુ વિદ્યાવિલાસિ વડોદરા કૉલેજમાં દાખલ થયો હતો અને તે પછી સંવત ૧૯૫૭ ના માગશર શુદી ૨ તા. ૨૪—૧૧—૧૯૦૦ ના રોજ મુંબઇની ગ્રાંટ મેડીકલ કૉલેજની અંદર પ્રવેશક પરીક્ષા આપી દાખલ થઇ ૧૯૫૯ ના આસો વદ ૯ ગુરૂ તા. ૧૫ અક્ટોબર ૧૯૦૩ માં એલ. એમ. એન્ડ. એસ. ની પહેલી પરીક્ષામાં ફતેહ મેળવી હતી.

માગસર વદી ૧૦ રવી સંવત ૧૯૬૦ તા. ૧૩—૧૨—૧૯૦૩ ના રોજ મંજુલાલનું લગ્ન નડિયાદમાં ખારી પોળના રહેનાર પાઠક મણીલાલ રામરાયની દીકરી શાન્તાલક્ષ્મી સાથે થયું હતું.

સન ૧૯૦૫ ના અક્ટોબર માસ સુધી તેમણે મુંબઇમાં ગ્રાન્ટ મેડીકલ કોલેજમાં એલ. એમ. એન્ડ. એસ. ના કોર્સનો અભ્યાસ કર્યો હતો.

માગસર સુદી ૧૦ સંવત ૧૯૬૨ તા. ૬—૧૨—૧૯૦૫ ના રોજ મંજુલાલ કોલેજ ઓફ ફીઝીશીયન એન્ડ સરજન્સ ઓફ કલકત્તામાં અભ્યાસ કરવા દાખલ થયા હતા.

ફાગણ વદી ૧૧ મંગળ સંવત ૧૯૬૨ તા. ૨૦—૩—૧૯૦૬ ના રોજ મંજુલાલ ફીઝીશીયન અને સરજન્સ ઓફ કલકત્તાની કોલેજમાં પહેલે નંબરે નીચેના માર્ક સાથે પાસ થયા.

| | | | |
|---|---|---|---|
| સરજરી | ૭૫૦ | પેથેલોજી | ૯૫૦ |
| મેડીસીન | ૬૮૦ | મેડીકલ જ્યુરીસપ્રુડેન્સ | ૬૯૦ |
| મીડવાઇફરી | ૮૦૮ | હાઇજીન | ૮૧૦ |
| | ૪૫૮૮ | | |

અને તેમને એમ. સી. પી. એસ.—(મેમ્બર ઓફ ધી કોલેજ ઓફ ફીઝીશીયન એન્ડ સરજન્સ ઓફ કલકત્તા) ની ડીગ્રી અને રૂપાનો ચાંદ એ કોલેજથી બહુ માન તરીકે મળ્યે

હતો. વળી જેમણે એ કોલેજના અભ્યાસ સાથે કલકત્તા હોમીઓપેથીક કોલેજનો અભ્યાસ શરૂ રાખેલો તેમાં પરીક્ષા આપી પાસ થઈ એમ. સી. એચ. સી. (મેમ્બર ઓફ ધી હોમીઓપેથીક કોલેજ કલકત્તા) ની ડીગ્રી મેળવી હતી. વળી મીડવાઈફરી અને પેથોલોજીમાં તેમના ઘણાં ઊંચા માર્ક હોવાથી તે કોલેજમાંથી તેમને બહુમાન (વુઈથ આનર્સ) તરીકે એ બે વિષયમાં પાસ થયાના દાખલા મળ્યા હતા.

અસાડ સુદી ૧૩ બુધવાર સંવત ૧૯૬૨ તા. ૪—૭— ઈ. સ. ૧૯૦૬ ના રોજ મંજુલાલ નડીઆદથી ફરી કલકત્તે ગયા. ને ત્યાં મેડીકલ કોલેજમાં દાખલ થઈ ઓફ થાલ્મીક સરજરીનો સ્પેશલ વિષય લીધો હતો. તે કોલેજના આંખના પ્રોફેસર તેમના ઉપર ઘણી પ્રીતી રાખતા હતા.

કારતક સુદી ૧૧ સંવત ૧૯૬૩ સ્રી તા. ૨૮-૧૦-૧૯૦૬ ના રોજ કલકત્તા મેડીકલ કોલેજની ઓફથાલ્મીક સરજરીની શાખાના પ્રોફેસરે તેમને કામમાં પૂર્ણ માહેતી મળ્યાનો ખાસ દાખલો આપ્યાથી તેઓ કલકત્તેથી નીકળી નડીઆદ આવ્યા હતા.

માગસર વદી ૧૧ બુધ સંવત ૧૯૬૩ તા. ૧૨-૧૨-૧૯૦૬ ના રોજ તેમણે નડીઆદમાં દવાખાનું ઉઘાડ્યું હતું.

ફાગણ વદી ૭ બુધ સંવત ૧૯૬૩ તા. ૬-૩-૧૯૦૭ ના રોજ નડીઆદથી દવાખાનું ફેરવી વડનગર દવાખાનું ખોલ્યું હતું.

ફાગણ વદી ૫ શુકર સંવત ૧૯૬૩ તા. ૮-૩-૧૯૦૭ ના રોજ બીજું દવાખાનું વિશનગરમાં ઉઘાડ્યું હતું.

બાદ મંજુલાલ સંબંધી જે હૃદયદ્રાવક બનાવ બન્યો તે લખવા જતાં હૃદય પીગળી ગયું, નેત્રો ચોધારાં આંસુ વરસવા લાગ્યાં અને લેખિની થરથર કંપવા લાગી. જેને માટે અત્યાર સુધી ઉદયની નોંધ લખી તેનાજ અસ્તની અત્યારે નોંધ લખવાનું સરજ્યું-એટલે લાચારી શમખ્વારીને તાબે થવું પડ્યું. મહા વદ ૯ બુધ ૧૯૬૪ તા.૨૬-૨-૦૮ ના રોજ તેમણે વિશનગર મુકામે માત્ર છવીશ વર્ષની ઉમરે સવારના ૭ા વાગતે પોતાના પિતાશ્રીને જન્મ વધામણી વખતે ઇશ્વરની લીલા સંબંધી જે વિચિત્ર વિચારો ઉપજેલા તેને સાચા પાડવા તથા ક્રૂર રીતે સુખી વૃદ્ધ પિતાના હૃદયમાં કારી ઘા કરતાં પ્લેગના રોગ થઇ આ ફાની દુનિયાં સરાયને છોડી સ્વર્ગસુખ સંપાદન કર્યું. વ્હાલા ગુણગ્રાહક સ્વદેશીઓ! આ સ્વદેશોદય કરનારા સ્વદેશબાળકની ખામી ખાતર બે ઉષ્ણ આંસુડાં પાડો; કેમકે, કમભાગી હિંદે પોતાની પ્રાચીન કળાઓને પ્રકાશમાં લાવનાર હોંશીલા સ્વદેશરક્ષક આર્ય વિદ્વાનરત્નને ગુમાવ્યો છે અને એથી આપણને પણ એના નરરત્નની ખોટ પડી છે માટે તેના અખંડ આત્માને સદા શાંતિ મળવાનું ચાહી તેના દુખિયારા વૃદ્ધ પિતા, માતા, લઘુ બાંધવ, નાનકડી બહેની પતિભક્તિ પરાયણ કુળવધુ અને મિત્રમંડળીનો દિલસોજી સાથ સદા જય ચાહો અને એવા સ્વદેશભક્ત વિદ્વાન નરરત્નનો પુનઃ આરતમય ભારતમાં પ્રાદુર્ભાવ થવા પ્રભુપ્રાર્થના કરી અસાર સંસારની રચનાને ધ્યાનમાં લ્યો!

મા. અંબિધરપ્રસાદ રૂષિરાજજી.

સર્વે ધાતુઓ અને ઉપધાતુઓ પૃથ્વીમાંથી નીકળે છે, અને તે ધાતુ ઉપધાતુઓની ઉત્પત્તિ સાથે, તેમાં કેટલાંક ખનીજ દ્રવ્યો મિશ્ર થયેલાં હોય છે. તે દ્રવ્યોને છુટાં પાડી, ધાતુ ઉપધાતુને શુદ્ધ કર્યા સિવાય એમને એમ, અથવા તો ત્હેમની ભસ્મ કરી વાપરવામાં આવે તો, તેવાં દ્રવ્યો શરીરમાંથી રોગ નાબુદ કરવાને બદલે ઉલટાં કેટલાંક મહાન્ રોગોને ઉત્પન્ન કરે છે. માટેજ ધાતુ અને ઉપધાતુઓને શુદ્ધ કરી વાપરવાની રીતિ આર્યશાસ્ત્રકારોએ બતાવેલી છે. પ્રાચીનકાળમાં સર્વ ધાતુ ઉપધાતુઓને શાસ્ત્રોક્ત રીતે શુદ્ધ કરી, પછી ત્હેને ઓષધી અગર માત્રા બનાવવાના ઉપયોગમાં લેવામાં આવતી હતી. અને તેવી યથાશાસ્ત્ર બનાવેલી ભસ્મો અને માત્રાઓનું સેવન કરનારને તાત્કાલિક અને ઘણા લાંબા વખત સુધી ટકી રહે તેવા ફાયદા થતા, એ વાત જગપ્રસિદ્ધ છે. એવી ભસ્મો અને માત્રાઓથી વિવિધ જાતના રોગો નિર્મૂળ થતા એટલુંજ નહીં, પરંતુ દીર્ઘાયુષી થતા.

દરેક ધાતુ ઉપધાતુના શોધન, મારણ, અને તેના ગુણદોષ તથા અનુપાન સંબંધી સર્વ વર્ણન આપવામાં આવશે. આવાં યથાશાસ્ત્ર બનાવેલાં રસાયનો સેવન કરનારે, કયા કયા પદાર્થોનો આહાર કરવો, અને કયા કયા પદાર્થો વર્જ્ય કરવા એ પણ તે તે ધાતુ ઉપધાતુના પ્રકરણમાં આવી જશે. શાસ્ત્રકારોએ પથ્યાપથ્યના જે નિયમો બતાવેલા છે, તે એવી યોજનાથી કે, તે સેવન કરનારના રોગો જલદી નાબુદ થાય અને વીર્ય, બળ તથા પુષ્ટિ પ્રાપ્ત થાય. આવી ભસ્મો અને માત્રાઓ તૈયાર કરવામાં અત્યંત મહેનત અને ખર્ચ થતું, દાખલા તરીકે સહસ્ત્ર પુટી અભ્રક ભસ્મ, ચારસેં વીસ પુટી હરતાલ ભસ્મ, શતપુટી લોહભસ્મ, ઈત્યાદિક આવા કારણને લીધે, આવી મ્હોટી દવાઓ રાજવૈદ અને મ્હોટા શ્રીમંત માણસોને ત્યાંજ જોવામાં આવતી, અને હેમગર્ભ, અર્ધનારીનટેશ્વર ઈત્યાદિ માત્રાઓ, સાધારણ સ્થિતિના અગર ગરીબ ગરબાને ઘેર ભયંકર મંદવાડ થતો તે વખતેજ લોકો માગી લાવી વાપરતા, ને હજુ પણ વાપરે છે. વળી પ્રાચીનકાળમાં રાજા રજવાડામાં પેઢીજાત અનુભવી રાજવૈદો રહેતા, તેમને રાજ્યમાંથી મ્હોટાં વરષાશનો મળતાં એટલુંજ નહીં, પણ રાજકુટુંબના દર્દીઓની સારવાર માટે તેઓ કીમતી માત્રાઓ બનાવતા અને વાપરતા. ઉપયોગ પૂરતી વાપરતાં શીલિક રહેલી આવી ઉંચી જાતની દવાઓનો, સાધારણ સ્થિતિના ને ગરીબ વર્ગના દર્દીઓના અસાધ્ય અને ભયંકર દર્દો નિવારણ કરવામાં ઉપયોગ થતો.

પરમપૂજ્ય વૈદ્યરાજ ઝંડુભટજી જેવા કુશળ રાજવૈદ્યની રસશાળામાં અનેક અમૂલ્ય ભસ્મો અને માત્રાઓ જોવામાં આવે છે. તેવા મહાન્ વૈદોને રાજ્ય આશ્રય ન હોત તો આવી મહાભારત મહેનત અને ખર્ચવાળી માત્રાઓ બની શકવી કેવળ દુર્લભ હતી. ત્હેની પુર્તીમાં નીચેના દ્રષ્ટાંતથી વધારે ખાત્રી થશે. આગળના વખતમાં અકબર અગર બીજા કોઈ બાદશાહને એક મહાન્ રોગ થયો હતો; જે તેણે પોતાના હકીમને બતાવ્યો. હકીમે કહ્યું કે—"આ રોગ મટાડવામાં જે માત્રા કરવી પડશે તેમાં વીસહજાર રૂપૈયા જોઈશે. એટલી રકમ હશે ત્યારે તૈયાર થશે. અને તેથી એ રોગ ટુંક મુદતમાં મટશે" બાદશાહે વિચાર કર્યો કે ગરીબ ગરબાને એ રોગ થતો હશે તે એટલા રૂપૈયા ક્યાંથી લાવતા હશે, અને તેમનો રોગ કેવી રીતે નાબુદ થતો હશે, થોડો વખત જવા દેઈ બાદશાહ પોતાનો વેષ બદલી નાખી, ફાટયાં તુટયાં લુગડાં પહેરી, સ્હવારમાં સૂર્યોદય પહેલાં હકીમના આંગણામાં જઈ પડ્યા; હકીમ તેને ગરીબ

ભીખારી જાણી તપાસી જોયા અને પોતાના દવાખાનામાં રાખી ધર્માદા દવા કરવાથી પંદર વીસ દિવસે તેમનો રોગ મટી ગયો; પરંતુ હકીમે બાદશાહને ઓળખ્યા નહીં. કેટલીક મુદતે ફરી બાદશાહ જ્યારે હકીમને મળ્યા ત્યારે બાદશાહે હકીમને પૂછ્યું કે 'તમે મને જે રોગ થયેલો હતો, તે અસાધ્ય અને ભયંકર છતાં વીસહજાર રૂપૈયાની માત્રા થાય ત્યારેજ મટે એવો કહેતા હતા, તે રોગ મને તદન મટી ગયો છે તેનું શું કારણ ?' હકીમે કહ્યું કે 'વગર દવાએ એ રોગ મટે તેવો નહોતો, અને એ રોગ ઉપરની ખાસ માત્રા મ્હારે ત્યાંજ છે, બીજે નથી. તેથી કદાપી બાદશાહ સાહેબ વેષ બદલી જો ભીખારી વેષે મ્હારે ત્યાં આવી દવા લેઇ ગયા હોય તોજ મટે, નહીં તો મટે નહીં.' આ સાંભળી બાદશાહ સાહેબ અત્યંત પ્રસન્ન થયા અને હકીમને મ્હોટું ઇનામ આપ્યું, હકીમ સાહેબે કહ્યું કે 'આપ સરખા શ્રીમાન્ બાદશાહોને ત્યાં આવા રાજરોગો થાય તે નાબુદ કરવા માટે અમે હજારો રૂપૈયા ખર્ચ કરાવી માત્રાઓ કરીએ, અને બાકી રહેલી દવામાંથી હજારો માણસોના એવા રોગો મટાડીએ છીએ. મતલબ કે આવી રાજ્યમદદ હતી ત્યારેજ હજારો અમૂલ્ય માત્રાઓ બનતી.

સંવત ૧૯૫૪ની સાલમાં વડોદરા રાજ્યના માજી સર મજમુન્દાર સાહેબને ત્યાં મ્હારી દવા ચાલતી હતી. તે વખતે તેમણે મને લગભગ બે તોલા અભ્રક ભસ્મ આપી હતી. મેં તેમને પૂછ્યું કે 'આપને આ ભસ્મ કોણે આપી?' ત્યારે તે સાહેબે કહેલું કે 'પુનામાં પુરાતન કાળનું એક મ્હોટું મકાન પડી ગયેલું, તે ખંડેરમાંથી લાલ રંગની માટીની ખાંણ છે એમ ધારી ઘણા લોકો આને લીંપવા માટે લેઇ ગયા. પછી કોઈ કુશળ વૈદે એ તપાસી જોઇ તો તે માટી ન છતાં અભ્રક ભસ્મ માલમ પડી અને એ સ્થળના લોકોને જાણ કરતાં એ સ્થળેથી એ અભ્રક લેઈ જતાં અટકાવ કર્યો. તેમાંની એ અભ્રક ભસ્મ હતી. આ અભ્રક ભસ્મ મેં કેટલાક દરદી ઉપર વાપરી હતી, ને અસરકારક જણાઈ હતી. એવું કહેવામાં આવે છે કે પેશવાઈ વખતમાં એ સ્થળે જથ્થાબંધ અભ્રકની ભઠ્ઠી કરવામાં આવતી હતી. અને કંઇ કારણસર એ અભ્રક ભોંયમાં ભોંયરા જેવા સ્થળમાં મકાન પડવાથી દબાઈ ગએલી હોવી જોઇએ.' મતલબ કે આવી દવાઓ રાજ્યમદદને લીધે જથ્થાબંધ બનતી હતી. દુર્દૈવની વાત એ છે કે આર્યાવર્ત્તમાં પરદેશી રાજાઓની સ્થાપના થઈ. અને રાજ્યક્રાંતીને લીધે અનેક સંકટો પ્રજા ઉપર આવવા લાગ્યાં તે કારણથી આર્યવૈદકની રસાયણીક દવાઓને મ્હોટો ધોકો લાગ્યો અને પરદેશથી તૈયાર થઈ આવતી દવાઓએ રસાયનશાસ્ત્રની દવાઓની જગ્યો રોકવા માંડી, તે એટલે સુધી કે યથાશાસ્ત્ર ગુરૂ પરંપરાથી ચાલતી આવતી રીતિ પ્રમાણે દવા બનાવવાની રીતિ કોઇકજ સ્થળે જોવામાં આવે છે. વળી આવી મહાન્ મહેનતને ખર્ચમાં ન ઉતરતાં વૈદો શુદ્ધ કર્મ શિવાયની ધાતુ ઉપધાતુને ઉપયોગમાં લેવા લાગ્યા છે, જેનું પરિણામ એ આવ્યું છે કે તેવી અશુદ્ધ દવાઓથી રોગ મટવાને બદલે સેવન કરનારને અનેક નવીન રોગોનાં ભૂત વળગવા માંડ્યાં છે, અને ધાતુ, ઉપધાતુઓ શરીરપર ફૂટી નીકળવા લાગી છે, તે એટલે સુધી કે વાપરનારના જીવને પણ પ્રસંગે જોખમ આવે છે, આથી સાધારણ રીતે લોકોમાં આવી રીતે જે હાનીકર નીવડે તેજ માત્રા યા ભસ્મોને રસાયનરૂપે લેખવામાં આવે છે અને કોઈ દરદીને તેમ થતાં "ત્હેને અમુક વૈદે રસાયન ખવરાવ્યું છે' એમ કહેવાય છે. વિચિત્ર કાળબળ ! મહર્ષિ ચરક અને સુશ્રુત તથા મહાન્ ચિકિત્સક વાગભટ્ટ જેવી એકે અવાજે સ્તુતિ કરે તે રસાયનની આટલી બધી અધોગતી ?

" રસાયન " એ સંસ્કૃત શબ્દનો અર્થ ખોરાકમાંથી શરીરના યથેચ્છ પોષણું અર્થે "રસ" નું શોષણ થવું તે છે, શારીરિક નિરોગ સ્થિતિ સપ્ત ધાતુના શરીરની અંદર નિયમિત પ્રમાણમાં હોવાને લીધે સંભવ છે, તે સપ્તધાતુ નીચે પ્રમાણે છે; રસ (chyle), લોહી, માંસ, મેદ (Fat) અસ્થી, મજ્જા (Marrow) અને શુક્ર. આ સપ્તધાતુ એકમાંથી બીજી, બીજી-માંથી ત્રીજી, એમ અનુક્રમે નીપજે છે, જેમકે રસમાંથી લોહી, લોહીમાંથી માંસ વિગરે, હવે, જે માત્રાઓ ભસ્મો યા દવાઓ ખોરાકને સરળતાથી આ સપ્તધાતુમાં રૂપાંતર પામવા અર્થે અનુકુળ કરી આપે તે ' રસાયન કહેવાય છે, તેના ગુણાનુવાદ કરતાં મહર્ષિ ચરક કહે છે કે " તે શરીર અને મગજને પુષ્ટિ આપે છે, સર્વ રોગોનો નાશ કરે છે અને વીર્ય, કે જેનાં ઉપર જીવનનો મુખ્ય આધાર છે હેને ઉત્પન્ન કરે છે."

મહર્ષિ સુશ્રુત હેની આ પ્રમાણે વ્યાખ્યા કરે છે;—" રસાયન એ એવી મહૌષધી છે કે જે જીવનદોરી લંબાવે છે, શરીર અને મગજને બલવત્તર કરે છે, અને સર્વ રોગોને અ-ટકાવે છે."

ડૉક્ટર। વાગભટ્ટ તેના સંબંધમાં ટીકા કરે છે કે " તે સ્મરણશક્તિ અને બુદ્ધિને સુધારે છે, કંઠ નિર્મળ કરે છે, ચહેરાને ખુબસુરત બનાવે છે, શરીરને સુંદર અને પ્રેક્ષણીય કરે છે, આરોગ્યને જાળવી યૌવનને નિભાવે છે, શારીરિક અને માનસિક શક્તિઓને બલવત્તર કરે છે, અને મનુષ્યત્વના સર્વ આશીર્વાદ અરપે છે; ટુંકામાં શરીરને તે સપ્તધાતુઓ પુરી પાડે છે.

આવી જાતનાજ રસાયનના સેવનથી વૃદ્ધ, સફેદ વાળ થઈ ગયેલા ચ્યવન ઋષિ યુવાન્ થએલા, અને લબડી ગયેલી ચામડીવાળું હેમનું શરીર માંસાદિકથી ભરાવદાર થવાનું આર્યશા-સ્ત્રોમાં વર્ણન છે.

હતભાગ્ય હિંદુસ્તાનનું કે અત્યારે જેનાં ઋષિ મુનીઓએ ઉપર પ્રમાણે અત્યંત વખાણ કર્યા છે તેવાં અમૃતતુલ્ય; દીર્ઘાયુષ અર્પનાર, અનેક રોગ નાબુદ કરનાર રસાયનાદિકનું નામ સાંભળતાં લોકો કંપે છે, બને છે પણ તેમજ કે કેટલાક લેભાગુ ઉંટવૈદો તેવાં રસાયનો વાપરી દર્દીની જીંદગી જોખમમાં લાવે છે. મ્હારા દીર્ઘકાળના અનુભવમાં આવાં કહેવાતાં રસાયનો ફુટી નીકળેલાં ઘણા દર્દીઓ મ્હારા જોવામાં આવેલા છે. હું ખાત્રીપુર્વક અને હીમ્મત સાથે કહી શકું છું કે હરતાલ ભસ્મ અને તામ્રભસ્મ જેવા મ્હોટા રસાયનો મેં યથાશાસ્ત્ર શુદ્ધ કરી તેમની ભસ્મો કરી દર્દીઓને ખવરાવેલી છે અને તે ઉપર તેલ, મરચું, આંબલી જેવા પદાર્થો પણ ખાવા છુટ આપેલી, છતાં પણ તેવા દર્દીઓને દીર્ઘકાળે પણ એવી દવાઓ ફુટી નીકળ-વાના દાખલા મ્હારા જોવામાં આવ્યા નથી; પરંતુ શાસ્ત્રોક્ત રીતિથી પથ્ય પાલવામાં ન આવે તો એવી દવાઓ પોતાના ગુણો શાસ્ત્રમાં વર્ણવ્યાં પ્રમાણે જોઇએ તેવા આપી શકતી નથી, એ કારણને લીધે હું પથ્યાદિનો પ્રબંધ કરૂંછું; પરંતુ હેમાં કવચિત્ સ્ખલન થતાં કોઇપણ જાતનો ભય નથી એવું પણ દર્દી સાથે જણાવું છું. આથી ધાતુ ઉપધાતુને યથાશાસ્ત્ર શુદ્ધ કર્યા પછીજ તેની ભસ્મો કરી વાપરવી જોઇએ, અથવા તો ઉપધાતુ કાચી વાપરવા જે સ્થળે કહ્યું હોય ત્યાંજ તે વાપરવી જોઇએ, એમ મ્હારો તો નમ્ર અનુભવ છે. આવી યથાશાસ્ત્ર બનાવેલી દવાઓ—શાસ્ત્રમાં વર્ણન કરેલા ગુણો આપ્યા વિના રહેતીજ નથી, એ વાત નિર્વિવાદ છે.

# સુવર્ણ—સોનાની ભસ્મ.

સર્વ ધાતુઓમાં સોનું જેમ કીમ્મતમાં સર્વથી ચઢીઆતુ છે તેમ ગુણમાં પણ સર્વોત્કૃષ્ટ છે.

ગમે તો ઔષધોપચારથી, કિંવા વમનાદિ પંચકર્મથી વ્યાધી નિર્મૂળ થયો હોય; તો પણ દરદીને સુવર્ણ આપવાની યોજના કરવી એ અત્યંત હિતકર છે. શિલાજીત, રૂપું, પારો કે અન્ય રસાયનો આપવા કરતાં સોનું આપવું ત્હેને આર્ય શાસ્ત્રકારોએ અત્યુત્તમ માનેલું છે.

**સુવર્ણ પરીક્ષા**—જે સોનું અગ્નિમાં તપાવ્યાથી અને તેને થંડું કરવાથી રાતા રંગનું થાય તો શુદ્ધ અને ઉત્તમ જાતનું માનવું, અને જે સોનું ધોળા રંગનું થાય તે અશુદ્ધ સમજવું.

**સુવર્ણ શોધન વિધિ**--(૧) ઉપર બતાવ્યા પ્રમાણે ઉત્તમ જાતનું સુવર્ણ લઈ તેનાં પાતળાં પતરાં કરવાં, અને તે પતરાંને તપાવી કાંજીમાં, લીંબુના રસમાં, અને છાશમાં સાત સાત વખત ડુબાવવાં, પછી સર્વ ઔષધી ( ઉપલેટ, જટામાંસી, હલદર, ઘોડાવજ, ચંદન, કપૂર, મોથ, એકાંગી મુરા અને શિલાજીત. ) નાં કાઢામાં ઊનાં કરી સાત વખત ડુબાવવાં. પછી શુદ્ધ પાણીથી ધોવાં એટલે શુદ્ધ થાય છે.

(૨) લાલ માટી, ફટકડી, ઊસ, રખ્યા, સોનાગેરૂ અને મીઠું, એ પદાર્થોને પાંચ દિવસ સુધી બીજોરાના રસમાં ઘુટવાં અને સુવર્ણનાં પતરાંને લેપ કરવો. પછી અગ્નિનો હલકો પુટ આપવો એટલે શુદ્ધ થશે.

(૩) સોનાનો અગ્નિ ઉપર રસ કરી, કાંચનાર ( ઝીંઝુઆ )ની છાલના રસમાં ત્રણ વખત ડુબાવવાથી સુવર્ણ શુદ્ધ થાય છે.

શુદ્ધ કરેલું સુવર્ણ ભસ્મ કર્યા શિવાય એમને એમ પણ લેવાને હરકત નથી. **શુદ્ધ સુવર્ણભસ્મના** ગુણ નીચે પ્રમાણે છે;—

ક્ષય, પ્રમેહ, અર્શ, પાંડુ, કમળો, વ્રણ. અને ઉષ્ણતા, એના ઊપર હીમજના અનુપાનથી સુવર્ણ આપવું. રોગને અનુકૂળ હોય એવા અનુપાનથી તે સંપુર્ણ રોગનો નાશ કરે છે.

સોનુ–આયુષ્ય, સૌભાગ્ય, અને પુષ્ટિ આપે છે, અને સર્વ શરીરની ધાતુઓમાં વૃદ્ધિ કરે છે. શોધન કરી શુદ્ધ કરેલું સોનું ઓરસિયા ઉપર પાણીમાં ઘસી, મધ સાથે લેવાથી ઉપર બતાવેલા રોગો નાશ પામે છે. કિંવા ઉત્તમ સોનાના વર્ક મધ સાથે લેવાથી તત્કાળ વિષાદિકનો નાશ થાય છે.

સોનાના વર્ક શરીરમાં રહેલા સંપુર્ણ વિષ ( વિજાતીય તત્વો ) શૂળ અને આમ્લપત્તિનો નાશ કરે છે, અને હૃદયને પુષ્ટિ આપે છે. ક્ષય, વ્રણ, અગ્નિમંદ, હિચકી, અનાહવાયુ, અને વધેલા કફનો નાશ કરે છે. અને સર્વ કાળ નેત્રને પ્રિય છે. વળી કોઈ પણ રોગ ઉપર અનુકૂળ અનુપાન સાથે આપવાથી સંપુર્ણ વ્યાધિનો નાશ કરે છે.

**સુવર્ણ મારણ**—(૧) સોનાના ચૂર્ણથી શુદ્ધ કરેલો પારો બમણા વજને લેવો, અને એઉને લીંબુના રસમાં ખલ કરીને ગોળો કરવો. અને તેના બરોબર વજને શોધેલા આમલસારા ગંધકનું ચૂર્ણ થોડું લુગદી સાથે મેળવવું. અને બાકીનું રહે તેમાંથી અરધું મજબુત માટીના કોડીયામાં પાથરી તે ઉપર પેલો ગોળો મકવો. અને તેના ઉપર બાકી રહેલો ગંધકનું ચૂર્ણ

પાથરવું; અને તે ઉપર બીજું મજબુત માટીનું કોડીયું ઉંધું પાડવું. તેને કપડાથી મજબુત બાંધી તે ઉપર માટી કપડાનો થર ચઢાવવો અને સારી પેઠે સંપુટ સુકાવા દેવો. પછી માટી વાળી ભોંયમાં સમચોરસ-હાથનો ખાડો ખોદી તેમાં અરધાં છાણાં ભરી તેની વચમાં સરખું ઉપલું કોડીયું મૂકી બાકીનાં છાણાં ઉપર ગોઠવવાં અને સળગાવવું. છાણાં સર્વે બળીને તેની રાખ થઈ ઘંડી પડયેથી તેને બહાર કાઢી ફરી ઉપર લખેલી રીતે સર્વે વિધિથી ચૌદ વખત છાણાંનો સંપુટ ને અગ્નિ આપવો, તેમ કરવાથી સોનાની ભસ્મ થશે. તે ફરીથી જીવતી થશે નહીં. સદરહુ રીતે ભસ્મ કરવામાં ભાવપ્રકાશમાં ત્રીસ છાણાંનો અગ્નિ આપવો એમ બતાવેલું છે.

(૨) સોનાના સોળમા હિસ્સે સીસું લેવું. સોના અને સીસાને મજબુત મૂસમાં ઘાલી દેવતાં ઉપર મૂકી રસ કરવો, બરાબર રસ થયા પછી ગાળી લેવું. ટાઢું પડયેથી તેને ખાંડી બારીક ચૂર્ણ કરવું. તે ચૂર્ણને ખલમાં નાખી બીજોરા કે લીંબુના રસમાં એક દિવસ ખલ કરવો, અને પછી તેની લુગદી કરવી. લુગદીના બરાબર વજને આમલસારો ગંધક લેવો, તેનું બારીક ચૂર્ણ કરી તેમાંથી ચોથા ભાગનું ચૂર્ણ લઈ પેલી લુગદીમાં મેળવી ખલ કરવો ને હેની લુગદી કરવી, પછી બાકીના ગંધકમાંથી અરધો ગંધક લઈ માટીના મજબુત કોડીયામાં પાથરી તેના ઉપર પેલી લુગદી મેલવી, ને તે ઉપર બાકી રહેલો ગંધક પાથરવો. તેના ઉપર માટીનું બીજું મજબુત કોડીયું ઉંધું પાડી તેને મજબુત કપડે બાંધી, કપડમાટી કરવી, ને બરાબર સુકાવા દેવી. પછી ઉપર બતાવેલી રીતે એક હાથના સમચોરસ ખાડામાં તેને છાણાંનો અગ્નિ આપવો. ટાઢું પડયે સંપુટ બહાર કાઢી ઉપર લખેલી રીતે ફરીને સંપુટ કરી અગ્નિ આપવો. એમ સાત વખત ફરી અગ્નિ આપવાથી સુવર્ણભસ્મ ઉત્તમ જાતની થાય છે અને ફરીથી જીવતી થતી નથી.

(૩) પારો તથા આમલસારો ગંધક સરખા વજને લઈ તેનું ચૂર્ણ કાંચનવૃક્ષ (કોવુઆ) ની છાલના રસમાં એક દિવસ ખલ કરવું એટલે કજલી સરખું થઈ જશે. પછી એ બન્નેના વજનથી ચારગણા વજનનાં શુદ્ધ કરેલાં સોનાનાં પતરાં લઇ તે ઉપર લેપ કરવો, પછી કાંચનવૃક્ષની છાલ વાટી તેની લુગદી કરવી. તેમાંથી અરધી લુગદી એક મજબુત મૂસમાં ભરી તે ઉપર સોનાનાં પતરાં ગોઠવી બાકીની લુગદી ઉપર મૂકી દબાવવી પછી બીજી મૂસ ઉંધી પાડી તેની સાંધને આજુબાજુએ ફરતો કપડમાટીનો મજબુત લેપ કરી થર ચઢાવી તેનો ગોળો બનાવવો, પછી તેને માટીના એક મજબુત ચપણામાં મૂકવો તેના ઉપર બીજું ચપણું ઉંધું પાડી તેને પણ કપડમાટીની મુદ્રા કરી સુકવવું મ્હોટો પ્રખર અગ્નિ છાણાંનો સળગાવવો, અને તેની વચમાં એ સંપુટને મૂકવો, તે અગ્નિ ઠંડો થયેથી સંપુટ કાઢી લેવો. એ વિધિથી સુવર્ણની ઉત્તમ જાતીની ભસ્મ થાય છે. અને તે ફરી જીવતી થતી નથી, એ ભસ્મનો સર્વ રોગ ઉપર ઉપયોગ કરવો.

ઉપરની વિધિથી કળલાવી નામની વનસ્પતીમાં અને ભાટઝાંખુડીમાં પણ સુવર્ણની ભસ્મ થાય છે, તેમજ એજ વિધિથી મનસીલમાં પણ સુવર્ણ ભસ્મ થાય છે.

(૪) મનસીલ અને સિંદૂર સરખા વજને આકડાના દુધમાં ખલ કરી, તેને તડકામાં સુ

કરવું. એ પ્રમાણે સાત પુટ આપવા; પછી સોનાની બારીક કરચો અને તેના વજને ઉપરના ચૂર્ણની લુગદી લઈ બન્નેને ખલ કરી ગોળો કરવો. પછી એક મજબુત મૂસમાં તે ગોળો મૂકી તેને અગ્નિમાં ગોઠવી, આસ્તે આસ્તે ધમણથી ફુંકવું. જ્યારે સોનાનો રસ થાય ત્યારે ગાળી લેવું. ફરીને તે સોનાની કરચો, અને તેના વજને ઉપર લખેલું મનસીલ અને સિંદૂરનું ખલ કરેલું ચૂર્ણ સાથે મેળવી ખલ કરવો, અને ઉપર લખેલી રીતે સોનાનો રસ કરવો એ રીતે ત્રણ વખત કિંવા પાંચ વખત કરવાથી સોનાની ભસ્મ થાય છે.

(૫) સોનાનાં પતરાં કરી, તેને કબુતર અથવા મરઘડાની હગારનો સારી રીતે લેપ કરી તેના વજને આમલસારા ગંધકનું ચૂર્ણ કરી, તેમાંથી મટોડીના કોડિયામાં અરધો નીચે પાથરી તે ઉપર સોનાનાં પતરાં મૂકવાં, બાકીનો ગંધક ઉપર પાથરી બીજું કોડીયું ઉંધું ઢાંકી સંપુટ કરવો, તેના ઉપર કપડમાટીનો લેપ કરવો. પછી તેને સુકાવા દેવું, પછી છાણાં વચ્ચે પેલો સંપુટ મૂકી સળગાવી દેવું. અગ્નિ ગાયનાં મ્હોટાં પાંચજ છાણાંનો કહ્યો છે. એ પ્રમાણે ઉપરના વિધિથી નવ પુટ આપવા. દશમો મહાપુટ ઉપરની વિધિથી ત્રીસ છાણાંનો આપવો એટલે સુવર્ણની ભસ્મ થશે.

આ ભસ્મનો ગુણ—મધુર, તિક્ત, સ્નિગ્ધ, ઠરડો અને જડ છે. અને આ ભસ્મ બુદ્ધિ, વિદ્યા, તથા સ્મરણશક્તિ આપનાર છે. વિષબાધા દૂર કરનાર તથા રસાયન રૂપ છે.

(૬) શુદ્ધ સોનાનાં પતરાં કરી તેને વારંવાર પારા અને ગંધકની કજ્જલીનો લેપ કરવો, અને તે પતરાંને કચનાર, કળલાવી, કિંવા ભાટજાંબુડીની લુગદીમાં મૂકી સરાવ સંપુટ કરી, વારંવાર ગજપુટ આપવાથી ભસ્મ થશે.

(૭) સુવર્ણપત્રના સમભાગ પારો, ગંધક અને થોડો મનસીલ તથા સીસું લઈ એકત્રકરી કાંજીમાં ખલ કરી, પેલાં અલગ રાખેલાં સુવર્ણ પત્રાંને લેપ કરવો, અને તે સરાવમાં મૂકી સંપુટ કરી કપડમાટી કરવી, સુકાયા પછી તે સંપુટને ગજપુટ છાણાંની આંચ આપવી, શીતલ થયે કાઢી તેને ખલ કરી પંચામૃતનો પુટ આપવો. ( પંચામૃત=સુંઠ, મુસળી, ગળો, શતાવરી અને ગોખરૂ. કેટલાક વૈદ્યનો એવો મત છે કે ગોખરૂને બદલે ગોરખમુંડી લેવી. ) અને રૂડા વાસણમાં રાખી મૂકવું, એ દવા વાલ કિંવા અડધો વાલ વૈદ્ય કિંવા દેવની પૂજા કરી લેવી.

**સુવર્ણ ભસ્મના ગુણ***—સુવર્ણ ભસ્મ કાન્તિકારક, ક્ષય, શ્વાસ, કાસ, ક્ષત, પિત્ત, વાયુ, પ્રમેહ, સંગ્રહણી, અતિસાર, કુષ્ટ, જ્વર અને શંઢત્વનો નાશ કરે છે.

સુવર્ણ ભસ્મ કડવી, તૂરી, મધુર, વ્યવસ્થાપક, કાન્તિકારક, વૃષ્ય, હૃદયબળકર, રૂચિકર, વાણીની શુદ્ધિ કરનાર, આયુષ્યને વધારનાર, વિષ, ભય, ઉન્માદ અને જ્વર એનું બળ હરણ કરનાર છે. અને સર્વે રોગનો નાશ કરનાર છે.

---

* પ્રત્યેક ભસ્મના ગુણ વિગેરેનું વર્ણન કરતાં જુદા જુદા શાસ્ત્રકારોના મત આપતાં એકનું એક કથન વારંવાર આવે તો તેને **पिष्टस्य पेषणम्** ન સમજતાં કેવળ પૃથક્ પૃથક્ મત દર્શાવવાને અમે તેમ કર્યું છે, એમ ધારી સુજ્ઞ વાંચકો ક્ષન્તવ્ય ગણશે.

નિસ સુવર્ણ ભક્ષણ એ જરા અને મૃત્યુનો નાશ કરે છે. દેહને દૃઢ કરે છે, અને સ્ત્રીઓનો રતી વખતે ગર્વભંગ કરે છે.

સુવર્ણ ઉત્તમ કાન્તિને આપે છે, રોગનો નાશ કરી સુખ આપે છે, ઇંદ્રિઓને બળ આપે છે, શુક્રબળ, તેજને વધારે છે, અને કામ કરવાને શક્તિ આપે છે.

સુવર્ણ શીત અને પવિત્ર છે. ક્ષય, વાન્તી, ઉધરસ, સ્વાસ, પ્રમેહ, રક્તપિત્ત, ક્ષીણતા, વિષ, ક્ષત, રક્તવિકાર અને પ્રદર એનો નાશ કરે છે. એ ગળ્યું, તૂરૂં, અને વૃષ્ય છે, બુદ્ધિ, અગ્નિ અને કાન્તિ એને આપનાર છે, તથા મધુર સાકર જેવું છે. તે કૃષતા, ત્રિદોષ, ઉન્માદ, અપસ્માર, શૂળ, અને જ્વરનો નાશ કરે છે ને શરીરને પુષ્ટિ આપનાર તથા નેત્રને હિતકર છે.

**સુવર્ણ ભસ્માનુપાન**—સુવર્ણ ભસ્મ તિખટ છે. એ બે ગુંજ ત્રિકટુ ( સુંઠ, મરી, પીંપર ) અને ઘી સાથે લેવાથી ક્ષય, અગ્નિમંદ, સ્વાસ, ઉધરસ, અને અરૂચીનો નાશ કરેછે, ઓજસધાતુને વધારે છે. બળ કરનાર, પથ્યકારક, સર્પ વિષ અને સંપુર્ણ વિષ તથા સંગ્રહણીનો નાશ કરે છે.

સુવર્ણ ભસ્મ માકલાના પીત્તા સાથે લેવાથી તત્કાળ દાહનો નાશ કરે છે, જળભાંગરાના રસ સાથે લેવાથી સ્ત્રી પ્રસંગે હિતાવહ છે, દુધ સથે બળ આપે છે, સાટોડી સાથે નેત્રને હિતકારક છે, ઘી સાથે જરા અને વ્યાધિનો નાશ કરે છે, વેખંડ ઘોડાવજ સાથે લેવાથી બુદ્ધિ આપે છે, કેસર સાથે કાન્તિકારક, દુધ સાથે ક્ષયનાશક, નરવિષી સાથે વિષનાશક, સુંઠ, લવીંગ અને મરી સાથે ત્રિદોષનો અને ઉન્માદનો નાશ કરનાર છે.

સોનાની ભસ્મ આમળાંના ચૂર્ણને મધ સાથે લેવાથી, પ્રાણ સંકટમાંથી મુક્ત થાય છે. ઘોડાવજ સાથે બુદ્ધિ વધારે છે, પદ્મકેસર સાથે કાન્તિ વધારે છે, શંખપુષ્પી સાથે આયુષ્ય વધારે છે, અને મોંયકહોળા સાથે પ્રજા વધારે છે.

**અશુદ્ધ સુવર્ણ ભસ્મદોષ**—અશુદ્ધ સુવર્ણ ભસ્મ બળ અને વીર્યનો નાશ કરે છે, શરીરમાં રોગનો સમુદાય ઉત્પન્ન કરે છે, અને અસુખ તથા મર્ણ નીપજાવે છે.

**અપકવ સુવર્ણ ભસ્મના દોષની શાન્તિ**—હરડે સાકર સાથે ખાવાથી ત્રણ દિવસમાં જેવી રીતે ગંગાનું જળ પીવાથી પાપનો નાશ થાય છે, તેવી રીતે સોનાની ભસ્મના દોષની શાન્તિ થાય છે.



## રૌપ્ય (રૂપું).

આર્ય રસાયન શાસ્ત્રમાં સુવર્ણ ભસ્મની વિધિ પૂરી થયા પછી રૌપ્ય ( રૂપા ) ભસ્મની વિધિ આવે છે. વ્યવહારમાં પણ ઉત્તમ સોનાના દાગીના મનાય છે અને તેનાથી ઉતરતા રૂપાના દાગીનો ગણાય છે.

**રૂપાની ઉત્પત્તી**-હાલમાં સુધારાના આગળ વધેલા જમાનામાં આગળના આર્યરૂષિ મુનીઓએ રૂપાની જે ઉત્પત્તી બતાવી છે તે વાચકવર્ગને સમાધાનકારક નહીં લાગે તેટલા ઉપરથી તે વાત આ લેખમાં છોડી દેવી કોઈ પણ રીતે યોગ્ય ગણશે નહીં; કારણ હાલના સુધરતા જતા જમાનામાં જે વાતોને આપણે પોકળ અને ખોટી માનતા હતા તે વાતો હવે સિદ્ધ થતી

લાગી છે અને હાલના શોધકો આગળના શાસ્ત્રકારોએ ખરેખરી લખેલી છે. એમ કબુલ કરે છે. એટલે તે દરેક બાબતનું વર્ણન કરવાને આ સ્થળ નથી. આગળના શાસ્ત્રકારો રૂપાની ઉત્પત્તી નીચે પ્રમાણે બતાવે છે. પૂર્વકાળમાં ત્રિપુરાસુર દૈતના વધ માટે શિવજીએ ક્રોધ કરી જોવાથી તેમના એક નેત્રમાંથી જે બિંદુ પડ્યું તેનાથી કાંસુ થયું. બીજા નેત્રમાંથી જે બિંદુ પડ્યું તેનાથી વીરભદ્ર ગણ થયા. ત્રીજા નેત્રમાંથી જે બિંદુ પડ્યું તેમાંથી રૂપાની ઉત્પત્તી થઈ. તે રૂપું નાના પ્રકારની ભૂમીમાંથી મળી આવે છે. અને તે વંગ દિક ( કલાઈ આદિક ) સાથે પારાનું મિશ્રણ કરવાથી પણ થાય છે.

**રૂપાની જાતી**--રૂપાની ત્રણ જાત છે. સહજ, કૃત્રીમ અને ખનીજ. તેમાં કૈલાશ પર્વતમાંથી ઉત્પન્ન થએલું સહજ. રામની પાદુકાના સ્થાન આગળ મૂકેલું કૃત્રીમ અને હીમાચળ પર્વતમાંથી ઉત્પન્ન થતું ખનીજ એ પ્રમાણે ત્રણ જાતો છે.

અન્ય ગ્રંથ પ્રમાણે રૂપાની ત્રણ જાતી છે. ખનીજ, વંગજ અને વેધજ એ ત્રણ જાતી, રસોદધિ આદિ ગ્રંથનું અવલોકન કરી પૂર્વ કાળના વૈદ્ય લોકોએ કહી છે.

**રૂપાની પરીક્ષા**—ઉપર રૂપાની ત્રણ જાતી બતાવી તેમાંથી વંગજ અને વેધજ એ બે પ્રકારનું રૂપું ઉપયોગમાં લેવું નહીં; કારણ તેમાં સફેદપણું અને કોમળપણું હોતું નથી. અને ખનીજ રૂપું સ્વેત વર્ણ અને કોમળ હોય છે.

**રૂપાનાં નામ**--રૌપ્ય, સૌધ્ય, સુત, તાર, રજત, રૂપ, રૂપક, શુભ્ર, રૂપ્ય, વસુશ્રેષ્ટ, રૂચિર અને શ્વેતક એટલાં રૂપાનાં નામ છે.

**મારવા યોગ્ય રૂપું**--ભારેપણું-સ્નિગ્ધપણું-કોમળપણું-દાહને સહન કરવાપણું-કાપવાને સહન કરવાપણું-સોના વિગરેથી રહિતપણું અને સ્વચ્છપણું. એ નવ ગુણવાળું રૂપું સારૂં છે. અને મારવાને યોગ્ય છે એમ સમજવું.

**મારવાને અયોગ્ય રૂપું**—જે રૂપું કૃત્રીમ બનાવેલું રૂક્ષ-રાતું-પીળાં પતરાંવાળું-હલકું-તપાવતાં કે કાપતાં વિખરાઈ જાય એવું-ઘણું મારતાં ટુકડા થઇ જાય એવું હોય તે રૂપું મારવાને અયોગ્ય છે એમ સમજવું.

**રૂપાના ગુણ અને દોષનું લક્ષણ**—જે રૂપું ગુરૂ-સ્નિગ્ધ-મૃદુ-સ્વેત અને તાવતાં તથા કાપતાં રંગ બદલતું નથી અને જેનો રસ જલદીથી થાય અને જે સ્વચ્છ હોય છે તે ઉત્તમ જાતનું રૂપું સમજવું. અને જે કૃતીથી બનાવેલું રૂપું હોય તે કઠણ રૂક્ષ અને જેનાં પતરાં લાલ, પીળાસપર રંગનાં અને જે તાવ અને છેદનમાં રંગથી સારૂં ઉતરતું નથી. આ રૂપામાં દશ દોષ હોય છે. માટે ભસ્મ કરવામાં ઉપર બતાવેલા ગુણોવાળું ઉત્તમ જાતનુંજ રૂપું લેવું જોઇએ.

**રૂપાનું શોધન**—રૂપાનાં પાતળાં પાતરાં કરી તપાવવાં અને તપાવી તપાવીને તેલમાં -છાશમાં-કાંજીમાં-ગોમૂત્રમાં અને કલથીના કાંઢામાં હુબાવવાં, એમ ત્રણ ત્રણ વખત કરવાથી સઘળા દોષોની ઉત્પત્તિ થાય છે.

વિચિત્ર આકૃતીઓ દેખાવવી, મુખ, નાક તથા કાન પાકવા, પેટ જડ થવું અને કાળે કરી ધાતાદિ દોષનો પાક થવો એ સન્નિપાતનાં લક્ષણ છે. આગંતુક જ્વરનાં સામાન્ય લક્ષણો હોવાથી તેનું વર્ણન અત્રે કરવાની જરૂર નથી. આર્ય-શાસ્ત્રમાં સન્નિપાતની ગણના પણ તાવના વ્યાધિમાંજ કરેલી છે—એ સન્નિપાતના ત્રયોદશ (૧૩) ભેદ છે અને દરેક સન્નિપાતની મર્યાદા પણ જુદી જુદી છે. એ તેર જાતના સન્નિપાતનાં નામ અને તેની મર્યાદા નીચે લખ્યા પ્રમાણે જતાવેલી છે.

૧ સંધિક સન્નિપાતની મર્યાદા દિન ૭ ની છે.
૨ અંતક સન્નિપાતની મર્યાદા દિન ૧૦ ની છે.
૩ રૂગ્દાહ સન્નિપાતની મર્યાદા દિન ૨૦ ની છે.
૪ ચિત્તવિભ્રમની મર્યાદા દિન ૨૪ ની છે.
૫ શીતાંગ સન્નિપાતની મર્યાદા દિન ૧૫ ની છે.
૬ તંદ્રિક સન્નિપાતની મર્યાદા દિન ૨૫ ની છે.
૭ કંઠકુબ્જ સન્નિપાતની મર્યાદા દિન ૧૩ ની છે.
૮ કર્ણક સન્નિપાતની મર્યાદા મા. ૩ (દિન ૯૦) ની છે.
૯ ભુગ્નનેત્ર સન્નિપાતની મર્યાદા દિન ૮ ની છે,
૧૦ રક્તષ્ઠીવી સન્નિપાતની મર્યાદા દિન ૧૦ ની છે.
૧૧ પ્રલાપક સન્નિપાતની મર્યાદા દિન ૧૪ ની છે.
૧૨ જીવ્હક સન્નિપાતની મર્યાદા દિન ૧૬ ની છે.
૧૩ અભિન્યાસ સન્નિપાતની મર્યાદા દિન ૧૬ ની છે.

ઉપર પ્રમાણે સન્નિપાતના ભેદ અને તેની મર્યાદા છે. ઘણા દર્દીઓનું આ ભયંકર વ્યાધિમાં મર્યાદા પહેલાંજ મરણ થાય છે. એ મર્યાદા વ્યતીત થયા પછી રોગીને બચવાની આશા રહે છે.

પ્રસિદ્ધ કવિ લોલીંબરાજ પોતાના 'વૈદ્યજીવન' નામના વૈદક ગ્રંથમાં સન્નિપાતના પ્રકરણમાં નીચે પ્રમાણે કહે છે "સન્નિપાત અને કાળ વચ્ચે કંઈપણ ભેદ નથી. તેવા સન્નિપાતના રોગમાં જે વૈદ્ય જય મેળવે છે તેના કરતાં બીજો પરાક્રમી કોણ છે। વળી ત્રિદોષરૂપી અજગરના મુખમાં પકડાયલા દર્દીને જે છોડાવે છે તેજ ખરો વૈદ છે. ઈત્યાદિ" આ ઉપરથી અને પ્લેગાદિ રોગોમાં થતા સન્નિપાતના દર્દીઓની ચિકિત્સા ઘણી વખતે નિષ્ફળ નીવડે છે એ ઉપરથી ખાત્રી થાય છે કે સન્નિપાતના નિદાન માટે પુરાતનકાળમાં આર્યશાસ્ત્રકારોએ કરેલું નિદાન અક્ષરશઃ સત્ય જણાય છે.

વળી આ શિવાય આર્યશાસ્ત્રમાં મધુરજ્વર જેને લોકો મુંઝારો કહે છે. તેની ગણના પણ તાવમાંજ કરેલી છે. એ મધુરજ્વર પણ પાંચ પ્રકારના છે અને તે ભેદો તેના લક્ષણ ઉપરથી થયેલા છે.

વળી જ્વરમાં ત્રિદોષની પણ ગણના કરી છે. તેમજ જ્વરમાં વિષમજ્વર, સંતતજ્વર, ચતીય્ક જ્વર, ચાતુર્થિક જ્વર, કામજ્વર, પ્રેતજ્વર ઇત્યાદિ ઘણા ભેદો છે, અને તે બધા

જુદા જુદા નામથી ઓળખાવવાનું કારણ તેનાં લક્ષણોથીજ છે. સન્નિપાત એ દુષ્ટ વ્યાધિ છે. કઈ જાતનો સન્નિપાત છે તે ઓળખવા માટે તેનાં ચિન્હ જાણવાં જરૂરનાં છે; કારણ રોગનું નિદાન થયા વગર ગમે તે દવા આપવાથી લાભને બદલે ઉલટી હાનીજ થાય છે, અને વૈદ્ય કે ડાકટરની અજ્ઞાનતાનું માઠું ફળ દરદીને ચાખવું પડે છે એટલુંજ નહિ, પણ આવા ભયંકર રોગમાં દર્દીના શરીરનો નાશ થાય છે.

૧ સંધિક સન્નિપાત—જે જ્વરના પૂર્વરૂપમાં શૂળ-શોષ-વાયુની બહુજ વેદના-કંપ-સંતાપ-બળની હાની અને નિદ્રાનો નાશ એ લક્ષણો હોય છે તેને સંધિક સન્નિપાત કહે છે.

૨ અંતક સન્નિપાત—જેમાં અતિશય દાહ થાય-શરીર કંપે-સ્વાસ-કાસ-અચેતન એટલે શુદ્ધિપણું હોય-શરીર અતિ ઉષ્ણ થાય-મોહ થાય-લવારી અતિશય કરે-શિરોકંપ હોય-આવો અંતક સન્નિપાતનો રોગી જવલ્લેજ બચે છે. એ લક્ષણોમાંથી કમી લક્ષણો હોય તો દર્દીને બચવાની આશા રહે છે.

૩ રૂગ્દાહ સન્નિપાત—લવારી-ભ્રમ-મોહ-કાસ-કંપ-ભ્રાંતી-સંતાપ-શૂળ-સ્વાસ-તરશલાગવી-કંઠાવરોધ-તથા બોચી-ગળું-કંઠ એ જગ્યાએ ઠણુકા લાગવા. વેદનાને લીધે વ્યાકુળતા ને અગ્નિ મંદ થઈ જવો એ લક્ષણોવાળો રૂગ્દાહ સન્નિપાતનો રોગી એ રોગથી મુક્ત થવો અતિ કઠણ છે, અને એવા રોગથી મુક્ત થવું એ પુનર્જન્મ થયા બરોબર છે.

૪ ચિત્તભ્રમ સન્નિપાત-ફેર-મદ-મોહ-સ્વાસ-નેત્રની વિકળતા-લવારી-શરીરવેદના-ભ્રાન્તા-સંતાપ-ઉન્માદ જેવી રીતે મદ્ય પીધેલો માણસ હસે છે-નાચે છે-ગાય છે.-એવાં ચિન્હો જે રોગીને થાય તે દર્દી ભાગ્યેજ એ રોગમાંથી બચે છે.

૫ શીતાંગ સન્નિપાત—શરીર અત્યંત શીત થઈ જાય-અંગે શિથિળ થઇ જાય-સ્વાસનો વેગ અત્યંત મંદ થાય-ઉલટી-કંપ-વાધણી-શબ્દ બરાબર નીકળે નહિ, અતિસાર થાય આવો શીતાંગ સન્નિપાતનો રોગી ક્વચિતજ બચે છે.

૬ તંદ્રિક સન્નિપાત—નેત્ર ઉપર અત્યંત ભાર, શૂળ, જ્વર-કફ-તૃશાનો અત્યંત વેગ કંઈ શોષ પડે-જીભ કાળી પડી કઠણ થઈ જાય ને કાંટાવાળી હોય-જ્વરનો વેગ અત્યંત હોય ઘણું વેદના થાય-અને ગળું જડ થઈ જાય-એ તંદ્રિક સન્નિપાતનાં લક્ષણ છે.

૭ કંઠકુબ્જ સન્નિપાત—શરીરે વેદના-શરીરે દાહ-લવારી-બોચી અટકી જાય-ગળામાં રૂંધણ થાય-મુખ પાકી જાય-કપાળ દુખે-અસાવધપણું થાય-કંપ થાય-રક્તવાત-રક્તપીડા-અને મૂર્છા-એ લક્ષણો થાય તે દર્દી કષ્ટસાધ્ય છે એમ જાણવું.

૮ કર્ણક સન્નિપાત—ગળાને રોધ થાય-સર્વ દેહે પીડા થાય-કર્ણના મૂળે અત્યંત વેદના થાય-સોજો થાય-શૂળ આવે-સ્વાસ-કાસ-સંતાપ-આ લક્ષણોયુક્ત કર્ણક સન્નિપાત કષ્ટસાધ્ય છે.

૯ ભુગ્નનેત્ર સન્નિપાત—દેહનું ભાન-જાત અવાચક થઈ જાય-લવરી કરે-કંપ થાય-દ્રષ્ટી સ્થિર ન રહે-નેત્ર અર્ધા મીંચેલાં રહે-સ્વાસ અતિશય ચાલી જ્વરનો વેગ અતિશય હોય આવાં લક્ષણવાળો દર્દી બચી શકતો નથી.

૧૦ રક્તષ્ઠીવી સન્નિપાત—મોહ-શૂળ-સ્વાસ-ઉલટી-આફરો-અતિસાર-શરીર કાળું પડી જાય-શરીરે દાહ થાય-હેડકીઓ આવે-જીભ કાળી પડી જાય કિંવા લાલ થઈ તે ઉપર ફોડલા

ળીયો પડે અને ઉધરીમાં રક્ત પડે આવાં લક્ષણયુક્ત સંતથીવી સંનિપાત દર્દીનો જલદી નાશ કરે છે.

૧૧ પ્રલાપક સંનિપાત—દાહ-કંપ-હાસ્ય-વિકળતા-લવારી-કપાળશૂળ-બુદ્ધિનાશ-શોકયુક્ત વાત કરે-બીજાની કાળજી-વાદવિવાદ કરે, આવો સંનિપાત રોગી જલદી મરે છે.

## સૂચના.

આ માસિકના પ્રથમાંકમાં આર્ય રસાયન શાસ્ત્રના પ્રારંભે ઉપોદ્ઘાતમાં વનસ્પતિઓને યથાશાસ્ત્ર પવિત્ર: જગામાંથી (તેને માટે ખાસ વર્ણન કર્યા હોય તેવાં નક્ષત્રોમાં અને અનુકૂળ હોય તો જે તે માસમાં) લાવી તેનો ઉપયોગ કરવાથી શાસ્ત્રમાં વર્ણન કરેલા ગુણો તે વનસ્પતિ આપે છે, એમ લખી ચુકયો છું: પરંતુ કેટલેક પ્રસંગે લીલી અને તાજી વનસ્પતિની તાત્કાલિક જરૂર પડે તેવે પ્રસંગે માસાદિ અને નક્ષત્રાદિનો નિયમ લાગુ પડે નહિ, એ વાત ખરી છે; તો પણ તેવી વનસ્પતિ પવિત્ર સ્થળેથી જે રોગ ઉપર તેનો ઉપયોગ કરવાનો હોય તે રોગ તેનાથી નાબુદ થશેજ એવા શુદ્ધ અને દૃઢ સંકલ્પ સાથે લેવી જોઇએ. અને તેને શાસ્ત્રોક્ત રીતિએ વાપરવી એવું પ્રાચીનકાળના ૠષિ મુનિ અને યોગાભ્યાસીઓએ લખેલું છે. આર્ય-વૈદકશાસ્ત્રમાં વનસ્પતિ દવાઓને નીચે લખેલા રૂપ મુજબ ઉપયોગમાં લેવા બતાવ્યું છે.

(૧) ચૂર્ણ, (૨) સ્વરસ, (૩) કલ્ક, (૪) કવાથ અગર ઉકાળો કે કાઢો, (૫) ફ્રાંન્ટ અથવા ચા, (૬) હીમ, (૭) યવાગુ, (૮) અવલેહ, (૯) ગુટિકા અગર ગોળી, (૧૦) મોદક અગર લાડુ, (૧૧) મુરબ્બો, (૧૨) પુટપાક, (૧૩) આસવ અને અરિષ્ટ, (૧૪) ઘી અને તેલ, (૧૫) ક્ષાર, (૧૬) વિલેપી અગર રાબડી, (૧૭) લેપ, (૧૮) નસ્ય, (૧૯) અંજન. એ રીતે વનસ્પતિને વાપરવાની રીત બતાવેલી છે. તે દરેકનું વર્ણન આ સ્થળે કરવાની અગત્ય છે તે કારણથી લખવામાં આવ્યું છે.

૧ **ચૂર્ણ**—દવાને વાટી અગર ખાંડીને બારીક વસ્ત્રથી ચાળી લેવું તેને ચૂર્ણ કહે છે.

૨ **સ્વરસ**—લીલી તાજી વનસ્પતિ લાવી તેને ધોઇને સાફ કરી કપડાથી લુછી કોરી કરવી, પછી તેને વાટીને કપડામાં મૂકી નીચોવી રસ કાઢવો, તેને અગર જરૂર પડે તો તેવી વાટેલી વનસ્પતિમાં થોડું પાણી મેળવી નીચોવી રસ કાઢવો તેને પણ સ્વરસ કહે છે.

૩ **કલ્ક**—સુકી કે લીલી તાજી વનસ્પતિ લાવી તેને ધોઇ સાફ કરી કપડાથી લુછી બાણી વાટી ચટણી જેવી કરવી તેને કલ્ક કહે છે. સુકી વનસ્પતિ હોય તો તેમાં પાણી મેળવી કાઢવામાં આવે છે.

૪ **કવાથ**—તેને કાઢો કે ઉકાળો પણ કહે છે. વનસ્પતિની લીલી અને સુકી જે દવાઓ હોય તેને ખાંડી ખોખરી કરવી અને તેના વજનથી સોળગણું પાણી લેવું. પછી બન્નેને માટીના કોરા વાસણમાં એકત્ર કરી મંદાગ્નિ ઉપર મૂકી ઉકાળવું. ઉકળતાં અષ્ટમાંસ પાણી રહે એટલે તેને ઉતારી કપડાથી ગાળી લેવું અને પાણી થોડું ગરમ હોય તેવુંજ પીવું. શાસ્ત્રકારોએ જમેશા અનતું બરાબર પાચન થયા પછી કાઢો લેવો કહેલું છે. કાઢામાં સાકર મેળવવાની હોય તો વાતરોગમાં, ગાળી લીધેલા કાઢાના પાણીના ચોથા હિસ્સે, પિત્તરોગમાં આઠમા હિસ્સે, અને કફરોગમાં સોળમા હિસ્સે મેળવવી, પણ મધ મેળવવાનું હોય તો વાતરોગમાં સોળમે; પિત્તરોગમાં આઠમે; અને કફરોગમાં ચોથે હિસ્સે મેળવવું.

૧૨ જીહ્વક સન્નિપાત—કાસ-સ્વાસ-સંતાપ-વિકળતા-કાકરવાળી કઠણ જીભ-બહેરાપણું-અવાચકપણું-બળહાની, આવાં લક્ષણવાળો રોગી કષ્ટસાધ્ય છે.

૧૩ અભિન્યાસ સન્નિપાત—બેશુદ્ધપણું-અશક્તી-વિકળતા-સ્વાસ-વાયુનો પ્રકોપ-નિદ્રાનો નાશ-ગાત્રભંગ-સ્વાસાવરોધ-એવાં લક્ષણવાળો દર્દી ક્વચિતજ બચે છે.

---

૫ **ફાન્ટ**—ઔષધિને સારી પેઠે ખાંડી તેમાં ચારગણું પાણી મેળવવું અને માટીના વાસણમાં બરાબર પલળવા દઈ, પછી તેને ગાળી લેઇ પીવું. આને ફાન્ટ અથવા ચૂર્ણદ્રવ પણ કહે છે. ફાન્ટમાં મધ, સાકર, ગોળ આદિ પદાર્થ મેળવવા હોય તો જે પ્રમાણે કાઢામાં મેળવવાના કહ્યા છે તે પ્રમાણે મેળવવા. તેનું પીવાનું પ્રમાણ સાડા ૭ તોલા સુધીનું છે.

૬ **હીમ**—એક ભાગ ઔષધિ લઇને તેને સારી પેઠે ખાંડી પછી માટીના વાસણમાં ૭ ગણું પાણી નાખી તેમાં તે ઔષધ મેળવવું અને રાત્રે પલાળી રાખવું. પ્રાતઃકાળે તે પાણીને ગાળી લઈ લેવું તેને હીમ અથવા શીતકાઢો પણ કહે છે. તેનું પીવાનું પ્રમાણ સાડા ૭ તોલા સુધીનું છે.

૭ **યવાગુ**—( કાંજી ) ઔષધિથી ચારગણું પાણી તેમાં મેળવી પછી તેને ઉકાળવું. પાતળું કાંજી જેવું ચીકણું રહે ત્યારે તેને નીચે ઉતારવું તેને યવાગુ અથવા કાંજી કહે છે. તેનાથી જાડું થવા દેઈ ઉતારવામાં આવે તો તેને યુષ કહે છે. યવાગુ, મળાદિકને સ્તંભન કરનારી, ધાતુપુષ્ટિ કરનારી, બળ આપનારી, કંઠને હિતકારક, હલકી અને કફને દૂર કરનારી છે.

૮ **અવલેહ**—ઔષધિનો ક્વાથ અગર કાઢો કરવાની રીત ઉપર બતાવી છે તે પ્રમાણે કરવો તેમાં સાકર નાખવાની કહી હોય તો ચૂર્ણથી ચારગણી, ગોળ કહ્યો હોય તો બમણો, દૂધ-મૂત્ર જેવા પાતળા પદાર્થો ચૂર્ણથી ચારગણા મેળવવા, પછી તેને ઉકાળી ઘટ થવા દેવો, તેને અવલેહ કહે છે. એ અવલેહ સારો થવાની પરીક્ષા ખાંડની ચાસણીની પેઠે તેને તાર જણાય છે તેને પાણીમાં નાખી જોવાથી તે બુડે છે, અને આંગળીથી દબાવી જોતાં કઠણ ને ચીકણો હોય છે અને તે પાકની સુગંધ-રંગ અને રસ સારો થાય છે. આ અવલેહ લેવાનું પ્રમાણ સવાત્રણ ભાર સુધીનું છે. તેનું અનુપાન દૂધ, શેરડીનો રસ, પંચમૂળનો કાઢો, યૂષ, અરડુસાનો કાઢો ઈત્યાદિ હોય છે. અને તે અનુપાનોની રોગને અનુસરી યોજના કરવાની હોયછે.

૯ **ગુટિકા**—દવાના સત્વની અગર ચૂર્ણની અગર ધાતુની ગોળી બનાવાય છે. આદાના કિંવા પાનના કિંવા બીજી વનસ્પતિઓના રસ નાખી ઔષધિને ઘુંટી તેમાં ચીકાશ આવ્યે ગોળીઓ બનાવવામાં આવે છે. કેટલાક પ્રયોગમાં ગોળ કિંવા સાકરના પાકમાં પણ ગોળીઓ કરવાની હોય છે, ત્યાં તેનો પાક કરી તેમાં ચૂર્ણ નાખી ગોળીઓ કરવી અને પાક કર્યા શિવાય ગોળીઓ કરવાની હોય તો ઉપર બતાવેલી કૃતિથી થાય છે, ગુગળ સાથે કરવાની હોય તો ગુગળને શોધી વાટી તેમાં ચૂર્ણ મેળવી કરવી. ગોળ સાથે કરવાની હોય તો ચૂર્ણથી બમણો ગોળ લેવો. અને સાકર સાથે હોય તો ચૂર્ણથી ચોગણો લેવો. ગુગળ કિંવા મધ સાથે કરવાની હોય તો ચૂર્ણના સમભાગ લેઈ ગોળીઓ બનાવવી, અથવા રોગીની શક્તિનો વિચાર કરી યોજના કરવી.

૧૦ **મોદક** અથવા લાડુ—દવાના ચૂર્ણ સાથે ખાંડ, ઘી, મધ મેળવી મોદક બનાવાય છે જેને લાડુ પણ કહે છે.

This is to certify that Bhogilal Trikamlal possesses a fair knowledge of native Materia Medica and native practice of medicine. I have had opportunities of judging of this from an acquaintance with him extending over two years. He is an intelligent hard working and careful man.

BOMBAY. } (Sd) BHALCHANDRA KRISHNA.
8th. July 1885. } L. M.

---

True Copy.

Bombay 15-3-08.

I have read with keen interest, the 1st number of the "Dhanwantari" in Gujarati. It is well got up and contains good articles. It is a pity that the author of tha articles and the proprietor of the jonrnal has Suceumleed to plague.

It is the wish of the father and the relatives of the deceased gentleman to continue the publication of the monthly magazine in memory of the departed.

This the Second magazine in Gujarati and has filled up a long-felt want. I trust, therefore, that the Cujarati—reading public will extend to it their generous potronage and thus pernut the promoters to keep it going.

(SD) BHALOHANDRA KRISHNA L. M. Kt.

## ખરી નકલ.

મેં શ્રી "ધન્વંતરી" નામના ગુજરાતી માસિકનો પહેલો અંક બહુ ધ્યાનપૂર્વક આનંદથી વાંચ્યો છે. તે સારી રીતે છાપેલો છે અને તેમાં ઘણા સારા લેખો છે. એ ઘણી દિલગિરીની વાત છે. કે તેવા લેખોના લેખક અને આ માસિકના સંપાદક પ્લેગના ભોગ થઈ પડ્યા છે.

આ સદ્દગત્ ગૃહસ્થના પિતા તથા સંબંધીઓની તેમના સ્મરણાર્થે આ માસિક પત્ર ચાલુ રાખવાની ઇચ્છા છે.

આવી જાતનું ગુજરાતી ભાષામાં આ બીજુંજ માસિક છે. અને લાંબા વખતની એ માસિકની ખોટ તેનાથી પુરી પડી છે. આ કારણથી મ્હને સંપૂર્ણ વિશ્વાસ છે કે, ગુજ-

ભાષા વાંચી જાણનાર સર્વે પ્રજા તેને પોતાનો ઉદાર આશ્રય આપી તેના સંપાદકોને તે ચાલું રાખવામાં સ્હાય આપશે.

(સહી) ડા. સર ભાલચંદ્ર કીષ્ણુા. L. M.

---

વડોદરા રાજ્યના હજુર ટ્રેઝરી ઓફીસર સાહેબ, ને વડોદરા રાજ્યના મજમુદાર સાહેબના તરફથી

શ્રી.

વડોદરા. તા. ૧૨ માહે ડીસેમ્બર સન ૧૮૯૮.

## મે. રા. રા. ભોગીલાલ ત્રિકમલાલ વકીલ અને વૈદ્ય.

મુ. ખેરાળુ.

નમસ્કાર વિ. વિ. મારા ઘરમાં પ્રસુતી થયા બાદ દસ દિવસમાં હીસ્ટીરીયા શરૂ થયો ડૉકટરનો ઇલાજ એક મહીના સુધી કર્યો; આખર "આ રોગની ખાસ દવા નથી" એવો ઇંગ્રેજી વૈદોનો અભિપ્રાય થયો. આ રોગ એવી રીતનો હતો કે દરદી ઉંધી ગયા પછી એક કલાક બાદ ફીટસ શરૂ થતી. હાથની આંગળીઓ વાંકી પ્રથમ થઈ પછી બધુ અંગ વાંકુ થતું અને ખેંચાતું. અને દરદી મોઢેથી લવારી કરતો આ સ્થિતિમાં આઠ દશ કલાક જતા. આપે આ કેસ હાથમાં લીધો અને શરૂઆતમાં અંજનના પ્રયોગથી કલાકના કલાક બેશુદ્ધિમાં કાઢતાં અટકાવ્યા. અંજન લગાડતાંજ એક સેકંડની અંદર શુદ્ધિ આવી જતી. અને સર્વે અંગનો વિક્ષેપ બંધ થતો. પછી તે અંજન સાથે ખાવાની દવા શરૂ થઇ કે આશરે આઠ દિવસમાં હીસ્ટીરીયા નાબુદ થયો. એકંદર જોતાં આ રોગ મહીનાની અંદર આપની દવાથી તદન મટી ગયો તેને માટે આપનો હું આભાર માની જેટલી સ્તુતિ કરૂં તેટલી ઓછી છે. આપના જેવા સ્નેહી અને માયાળુ ગૃહસ્થને દાખલો લખી આપતાં અતિ સંતોષ થાય છે. તમે દવાની નવી નવી શોધો કરોછો તે બેશક લોકોપયોગી થઈ પડશે એમાં જરાપણ શક નથી, અને દેશી દવા બીજી દવાઓથી ઉતરતી નથી એમ તમારી કરેલી શોધથી તેમજ હવે શોધ કરોછો તે ઉપરથી લોકોને બતાવી આપશો એવી મ્હારી સંપૂર્ણ ખાત્રી છે. તા. ૧૨-૧૨-૯૮.

(સહી દક્ષણી હરફે) ચિંતામણરાવ નારાયણ.
મજમુદાર.

I have great pleasure to certify that, Mr. Bhogilal Trikamlal has been long known to me. Though he is a Sahandi Wakil, he is very fond of medical science, and he has studied this art fairly well. He is well versed in indigenous Materia Medica, and has many infaliable and sovereign remedies. The best of them is his famous Apurva Malini Wasant, Which is indeed a boon for the

maladies, for which it is intended. The pills contain valuable ingredients. I have personally tried in many cases and found it to be the best of its kind; and I am specially indebted to my friend for this medicine, as it has saved my wife form her incurable disease, Hysteria, of which she was martyr for years.

VADNAGAR.
27th November 1898

S. ADAM.
Medical & Municipal officer.
VADNAGAR.

---

Dr. Dhola 13 Feb. 1898.

I had a very short acquaintance with the bearer Mr. Bhogilal Trikamlal Trivedi, Vaidraj, and pleader of Kheralu, but am quite pleased to certify that he has been able to check the fever on the first day, without the aid of Jwarankush, quinine or anti-fabrin &c, with which I was suffering very frequently for the last six months.

CHHAGANLAL MOTIRAM SHAH.
Permenent way Inspector.
Dhola Line.

---

Kheralu 6/10/07

It is with extreme pleasure that I write at the recovery of My wife from that dreadful dasease which the doctors call puerperal fever. I left no stone unturned in seeking the Medical aids against this horrible disease but had failure every where. The best known surgeons were consulted but no body gave me hopes & the case day by day was going from bad to worse. In short when the patient was exhausting & leaving us for funeral ceremonies, a friend introduced Mr. Bhogilal Tricomlal High Court pleader & Native Vaida of Visnagar to me. To

my astonishment his medicines acted as magic. It will not be out of place if I say that Mr Bhogilal just wrought a miracle as christ had done. His Native medicines which are much superior to the English drugs used. · seem to have been prepared scientifically & with Great care. My wife was totally cured of the disease under his treatment in a Month's time.

From this I can freely recommend his treatment to the most dangerors cases.

Sd/ M.
Supervisor R. M. Ry.
Kheralu.

ખેરાલુ તા. ૬—૧૦—૦૭

મારી સ્ત્રીને વાસ્તી ભરેલો રોગ-જેને ડાક્ટર પ્યુએરપેરલ તાવ (Puerperal fever) કહે છે એવા રોગમાંથી આરામ કર્યો જે વિષેનું લખાણ કરી હું અતિશય આનંદ માનું છું. આ ભયંકર રોગ મટાડવા સારૂ મે ઔષધિ ઉપચારની મદદ શોધવામાં બાકી રાખી નહોતી, પરંતુ દરેક ઠેકાણે નિષ્ફળ થયો હતો. પ્રખ્યાતમા પ્રખ્યાત ડાકતર (સરજન)ની સલાહ લેવામાં આવી હતી, પરંતુ કોઇએ મને આશા (શાન્તિ) આપી નહિ. અને (મારી પત્નિનું) દરદ દિન પ્રતિદિન વધારેને વધારે ખરાબ થતું ગયું. છેવટમાં જ્યારે દરદી નબળું થતું ગયું અને તેની દહનક્રિયા કરવાને અમારે શિર બોજો રહેશે (એમ સમજયો) એવામાં એક મિત્રે મી. ભોગીલાલ ત્રિકમલાલ જેઓ વિશનગરની વરિષ્ટ અદાલત (હાઇકોર્ટ) ના વકીલ છે તેમજ દેશી વૈદ્યનું કામ કરે છે તેમને મારે ત્યાં દાખલ કર્યા. તેમની દવાઓએ જાદુની માફક અસર કરી એથી હું આશ્ચર્ય પામ્યો. મી. ભોગીલાલે ઇસુખ્રિસ્ત (ક્રાઇસ્ટ) ની માફકજ અજાયબ ભરેલું કામ કર્યું એમ કહું તો અતિશયોક્તિ નહિજ ગણાય. તેમની દેશી દવાઓ જે અંગ્રેજી દ-વાઓ વપરાય છે તે કરતાં ઘણીજ ઉત્તમ છે, અને તે ઘણીજ કાળજીથી અને રસાણશાસ્ત્રની રીત મુજબ બનાવવામાં આવે છે એમ મને લાગે છે. મારી પત્નિનું દરદ એક માસમાં તે-મણે જડમુળથી નાબુદ કીધુ છે.

આથી હું સૌથી ભયંકર રોગવાળાને તેમની (મી. ભોગીલાલ ત્રિકમલાલની) દવા કરવાને છુટથી (અંત કરણ પૂર્વક) ભલામણ કરી શકું છું.

(અંગ્રેજીમાં સહી).
સુપરવાઇઝર ર. મા રેલવે.

## આર્યભિષક્ કાર્યાલયના ભગીરથ યત્ન સંબંધી અમારો સ્વતંત્ર અભિપ્રાય.

હાલમાં ટુંક સમય થયાં આર્યભિષક્ કાર્યાલય તરફથી કેટલાંક અત્યુપયોગી માસિકો પ્રકટ થવા લાગ્યાં છે, અને એ માસિકોની લેખનશૈલી તથા વિષયોની પસંદગી તરફ દીર્ઘ વિચાર કરતાં ભવિષ્યનું ભાન થાય છે કે જો હંમેશાં આ પ્રમાણેજ ખંત અને જનહિત લાગણી સહિત એ પત્રોનું જીવન નિભાવી લેવામાં આવે, તેમજ તેમાં ચર્ચાતા વિષયો દરેક ભારતવાસિયોના સત્ય સનાતન ધર્મની ઉચ્ચ ઉર્મીયોને ઉત્તેજિત કરવામાંજ અહો ભાગ્યવંત નીવડે, તો બેશક આવાં માસિકો ભારતભૂષણ ગણાય! પરંતુ કેટલાક પત્રકારો—તંત્રી-મંત્રીઓ પ્રારંભમાં ઉત્સાહી બની વિચિત્ર પ્રતિજ્ઞાઓ કરતા દેખાય છે; પણ પછી ઠંઠરે ઠં થઇ ધોળા કાગળ પર કાળા અક્ષર અર્થશૂન્ય-મતલબ શૂન્ય બીજાના લેખોના ઉતારા ઉતારી નામ કરતાં વિરૂદ્ધ કામ કરી-નામના લેખ લખી પત્ર ભરી કહાડે છે, અને જે આશાને અવલંબી ગ્રાહક મહાશયોએ લવાજમ ભર્યું હોય તે આશા હવાને શરણ સોંપાય છે; માટે તે બાબતની ખાસ ખંત રાખવાની દરેક પત્રકારોની મુખ્ય ફરજ છે! ઇચ્છિયે છિયે કે પવિત્ર પત્રકારોની પંક્તિમાં માન મેળવવા એ માસિકોના અધિપતિ અવશ્ય લાગણી ધરાવી લોકકલ્યાણકારક નીવડશેજ!

---

# "वंदे मातरम्."

## ધી બાલાપ્રસાદ ફાર્મસી.

વીસનગર શાખાના અધ્યક્ષ.

## શ્રીયુત્ ભોગીલાલ ત્રીકમલાલ ત્રીવેદી.

### વડોદરા વરીષ્ટ કોર્ટ અને પાલનપુર એજન્સી પ્લીડર, તથા લાંબા વખતના અનુભવી આર્યવૈદ્ય.

---

## વીનતી.

જે જે સજ્જન મહાશયો પ્રતિ આ માસિકનો પ્રથમ અંક મોકલવામાં આવ્યો છે. તેમને અને બેમના પ્રતિ આ દ્વિતીય અંક મોકલવામાં આવ્યોછે. તેમને સવિનય પ્રાર્થના કરવાની કે તેમણે આ માસિકના પ્રથમ અંકના દ્વિતીય પૃષ્ટપર આપેલો "આરંભક અભ્યર્થના" નામનો લેખ અથથી તે ઇતી સુધી વાંચી જોવા કૃપા કરવી.

આ સ્થલે અત્યંત દિલગીરી ને ખેદ સાથે મારે જણાવવું પડે છે કે આ માસિકના તંત્રી અને મારો વડીલ પુત્ર "મંજુલાલ ભોગીલાલ." પ્રથમાંક બાહાર પડ્યા પછી અને બીજા અંકના લેખો છપાવાની શરૂવાત થતાના દરમ્યાન, માત્ર ચારેજ દિવસની માંદગી ભોગવી તા. ૨૬-૨-૦૮ ના રોજ સ્વર્ગવાસી થયા છે. તંત્રીનું મંડળ તેમની છવીસ વર્ષની

ઉમરે અકાળીક થવાથી મારો વિચાર આ માસિક બંધ પાડવાનો હતો; પરંતુ મરનારના કેટલાક વિદ્વાન મિત્રો અને બીજા સદ્‌ગૃહસ્થોએ તંત્રીની યાદગિરી આ માસિક ચાલુ રાખી કે ખવા મને અત્યંત આગ્રહ કર્યો છે. એટલુંજ નહી પણ મારા કેટલાક મિત્રોએ મને પત્રદ્વારે એ અને રૂબરૂમાં મળી આગ્રહ કર્યો છે કે મરનારે કેટલાક લેખો લખી રાખેલા છે, તે પ્રસિદ્ધિમાં મૂકવા અને તમે લગભગ ચાળીશ વર્ષથી દવાનું કામ કરો છો તેમાં અનુભવસિદ્ધ માલૂમ પડેલી દવાઓ, તથા જોગી, જતી, ફકીર અને બીજા લોકોથી મહેનત અને પૈસાનું ખર્ચ કરી મેળવેલી દવાઓ તથા મેસમેરીઝમ હીપનોટીઝમ વિગેરેથી રોગો સારા કરવા સંબંધીની રીતિઓ વિગેરે પણ પ્રસિદ્ધિમાં મૂકવી, એવા વિચાર જણાવ્યાથી મેં આ માસિક ચાલુ રાખવાનો નિશ્ચય કર્યોછે અને દ્વિતીય અંકે છાપી સજ્જન મહાશયોની સેવામાં મૂક્યો છે.

મારી છેવટની વીનતી એ છે જે મરનાર તંત્રીના નામની યાદગીરી રાખવા અને અમારૂં આ માસિક લોકોપયોગી થઈ પડે તે માટે અમો આ માસિકમાં અમારાથી બની શકે તેટલી સંભાળ અને મહેનતથી ઉત્તમ લેખો લખી ગ્રાહકોનાં મન રંજન કરીશું. એટલુંજ નહી પણ આર્યાવર્તના પ્રાચીન ગ્રંથોમાં લખેલા વનસ્પતિના કલ્પો અને દવાઓ તથા રસ યંત્રો વિગેરે લોકો પ્રસિદ્ધિમાં મૂકતા નથી ને તેનો નાશ થાય છે. તે આ માસિકદ્વારાએ પ્રસિદ્ધ કરીશું. આશા છે કે આ માસિકનો અંક પહોંચ્યા પછી સજ્જન મહાશયો આ માસિકના વાર્ષિક લવાજમના ટપાલ ખર્ચ સાથેના રૂ. ૨—૧—૦ જે અગાઉથીજ લેવાનો રીવાજ છે તે મંત્રીને મનીઓરડરદ્વારાએ વિસનગર મોકલવા મહેરબાની કરશો. અત્યાર સુધી જેમના તરફથી પ્રથમનો અંક પરત (પાછો) આવ્યો નથી તેમનાં નામો ગ્રાહકના લીસ્ટમાં દાખલ કરવામાં આવ્યાં છે. પ્રથમ અંકમાં પુંઠાના ભાગ ઉપર વીનતી કરવામાં આવી છે. તેથી આ સબંધે વધારે લખવાની જરૂર નથી.

આ અંક મોડો બહાર પડ્યો છે તે તંત્રીના મરણની દિલગીરીથી અને જૈન કોન્ફરન્સની ધમાલને લીધે આ પ્રેસના શ્રાવક કંપોઝીટરોની ગેર હાજરીથી તેમ થયું છે અને હવે પછી તો ૩—૪ અંક એ બન્ને સાથે એપ્રિલની આખરે અગર એની શરૂવાતમાં અવશ્ય બહાર પડશે. માટે ગ્રાહક મહાશયોને તે સંબંધી અધીરા ન બનવા પુનઃ પુનઃ પ્રાર્થના છે.

જે વર્તમાનપત્રો અને માસિકોના વ્યવસ્થાપકો ઉપર આ માસિક મોકલવામાં આવ્યું છે ને આવશે, તેઓએ આ માસિકનો રીવ્યુ લેવાને અને પોતાનાં પત્રો બદલામાં મોકલવાને કૃપા કરવી.

આ માસિક સંબંધી સર્વ પત્રવ્યવહાર મનીઓરડર વિગેરે નીચેના શિરનામે મંત્રીને કરવો.

મંત્રી

**ભોગીલાલ નિકમલાલ**

આર્યવૈદ્ય, તથા

પાલનપુર એજન્સી ને વડોદરા રાજ્ય

વરીષ્ટ કોર્ટ પ્લીડર.

**વિસનગર. (ઉત્તર ગુજરાત)**

# धन्वन्तरि.

# SHRI DHANVANTARI.

धन्वन्तरिं धृतकरामृतपूर्णकुम्भं पीताम्बरं सकलसिद्धसुरेन्द्रवन्द्यम्
वन्देऽरविन्दनयनं मणिमाल्यमायुर्वेदःप्रवर्तकमनुस्मृतिरोगनाशम् ॥

હાથમાં અમૃતથી ભરેલો કુંભ ધારણ કરી રહેલા, પીળાં વસ્ત્ર પરિધાન કરનારા, સર્વ સિદ્ધ સુરેન્દ્રને પણ વંદન કરવા લાયક, કમળ સરખાં નેત્રવાળા, મણિમાળા પ્હેરી રહેલા, આયુર્વેદ એટલે વૈદકશાસ્ત્રના પ્રવર્તક, અને વળી જેમના નામનું સ્મરણ (અનુસ્મૃતિ) કરવાથી રોગ માત્ર નાશ પામે છે, એવા શ્રી ધન્વન્તરિ ભગવાનને નમન કરૂં છું.

"Mens sana in corpore sano" — "પહેલું સુખ તે જાતે નર્યા."

પુસ્તક ૧૦ મું. ] સપ્ટેમ્બર ૧૯૧૭. [ અંક ૯ મો.


## Death By Spontaneous Combustion.

Dr. R. T. Trall, M. D., in his *Hydropathic Encyclopædia*, vol. ii., pp. 179–80, says:—

"This is a condition of general combustibility of the body, produced by the use of alcoholic drinks. Examples of spontaneous combustion, as having occurred in persons long accustomed to the immoderate employment of spirituous liquors, are too well authenticated to be longer doubted. The condition of the body liable to this strange phenomenon may properly be called *alcoholic diathesis*. In a majority of the cases recorded, females advanced in life are the subjects of the malady. In some cases the self-consuming flame has arisen without any obvious exciting cause; but in others a fire, a lighted candle, the heat of a stove, or an electric spark, has ignited the inebriate body. It is a remarkable fact that the flame which decomposes and reduces every fragment of the bodily structure to ashes does not essentially injure the common furniture or bedding with which it comes in contact; and more marvellous still is the statement that water, instead of quenching the fire, seems rather to quicken it!"

Again, Dr. Joel Shew, in his *Family Physician*, pp. 717–18, says of this condition :—

"That the living body becomes at times, in consequence of long continued intemperance in the use of alcoholic drinks, liable to combustion, easily excited and spontaneous, is abundantly proved. The condition, however, is a rare one. Some doubt the facts, but, as a French writer has observed, 'it is not more surprising to meet with such incineration than a discharge of saccharine urine or an appearance of the bones softened to a state of jelly.'

"This condition of the system will appear more remarkable when it is remembered that in all other states, whether of health or disease, the body is with difficulty consumed by fire, even at a high temperature..........

"This phenomenon seems to have taken place for the most part in the night time, and when the sufferer has been alone. It has usually been discovered either by the fetid, penetrating scent of sooty films, which, as we are told, have spread to a considerable distance; or by the blue flame that hovers over the body; or the unnatural heat, which, however, is not very great. The patient in all cases has likewise been found either dead or so far consumed that life appeared to be extinct; and in no instance has recovery been known to take place after the appearance of this most singular of all pathological states."

There is practically no belief in spontaneous combustion in these days, but it is admitted that in certain cases the body may acquire preternatural combustibility. This is founded on the assumed fact that much of the body has been found consumed while surrounding objects are not much consumed. In nearly all well-authenticated cases there has been some source of fire near, probably setting the clothes on fire, usually when the sufferer was habitually drunk and so could not help himself.

It is of interest to note, in this connection, that a case in which such phenomena occurred after death recently came under our own observation. The patient was a child who had died of acute indigestion caused by eating a large quantity of chestnuts without properly masticating them. After a day spent in the

chestnut grove the child returned home, and about three o'clock in the morning died in terrible convulsions. As this occurred in the country, the neighbours volunteered to prepare the body for burial, and it was while the work of making the shroud was in progress that it was discovered that the entire body was, to all appearances, on fire. The glow extended from the head to the feet, and could not be extinguished, although it finally died out, disappearing altogether. While the heat from the bluish flames that enveloped the body was quite perceptible, it was not sufficient to burn the body or even set the bed on fire; and yet, when the corpse was removed from the sheet, on which it had been placed, it was found that the latter was scorched in such a manner that the outlines of the human figure could be plainly distinguished. In this case, it will be noted, alcohol played no part in the production of the phenomenon, but there can be no doubt that the chemical changes were similar in character to the cases previously cited.

Although we have the names of all persons concerned in this case, and it has been thoroughly authenticated, the identity of the family is withheld by request.——Quoted from *Death: Its Causes and Phenomena,* by Hereward Carrington and John. R. Meader ("Graham Hood.") pp. 126–28.

## Experiments in Weighing the Soul.

Some time ago great interest was aroused by the publication of certain reports of experiments in weighing the soul—the body of a man being weighed just before and just after death—it being found that there was a considerable loss in weight just after the death of the patient, not accounted for by any of the known channels of loss. When these reports were published, the American Society for Psychical Research obtained all the original documents and correspondence concerning these tests, and printed them in full in the June, 1907, issue of its *Journal.* Anyone desiring the full and authentic account of these facts will find it

there. Dr. Duncan Mac Dougall also wrote a special article describing his experiments and from this we quote the following:—

"According to the latest conception of science, substance or space-occupying material is divisable into that which is gravitative——solids, liquids, gases, all having weight—and the ether which is non-gravitative. It seemed impossible to me that the soul substance could consist of ether. If the conception be true that ether is continuous and not to be conceived of as existing or capable of existing in separate masses, we have here the most solid ground for believing that the soul substance we are seeking is not ether, because one of the very first attributes of personal identity is the quality or condition of separateness. Nothing is more borne in upon consciousness, than that the you in you, and the me in me, the ego, is detached and separate from all things else—the non-ego.

"We are therefore driven back upon the assumption that the soul substance so necessary to the conception of continuing personal identity, after the death of this material body, must still be a form of gravitative matter, or perhaps a middle form of substance neither gravitative matter nor ether, not capable of being weighed, and yet not identical with ether. Since, however, the substance considered in our hypothesis must be linked organically with the body until death takes place, it appears to me more reasonable to think that it must be some form of gravitative matter, and therefore capable of being detected at death by weighing a human being in the act of death.

"The subjects experimented upon all gave their consent to the experiment weeks before the day of death. The experiments did not subject the patients to any additional suffering.

"My first subject was a man dying of tuberculosis. It seemed to me best to select a patient dying with a disease that produces great exhaustion, the death occurring with little or no muscular movement, because in such a case the beam could be kept more perfectly at balance and any loss occurring readily noted.

"The patient was under observation for three hours and forty minutes before death, lying on a bed arranged on a light

frame work built upon very delicately balanced platform beam scales The patient's comfort was looked after in every way, although he was practically moribund when placed upon the bed. He lost weight slowly at the rate of one ounce per hour, due to evaporation of moisture in respiration and evaporation of sweat.

"During all three hours and forty minutes I kept the beem end slightly above balance near the upper limiting bar in order to make the test more decisive if it should come

"At the end of three hours and forty minutes he expired, and suddenly coincident with death the beem end dropped with an audible stroke, hitting against the lower limiting bar and remaining there with no rebound. The loss was ascertained to be three-fourths of an ounce.

"This loss of weight could not be due to evaporation of respiratory moisture and sweat, because that had already been determined to go on, in his case, at the rate of one-sixtieth of an ounce per minute, whereas this loss was sudden and large, three-fourths of an ounce in a few seconds.

"The bowels did not move, if they had moved, the weight would still have remained upon the bed except for a slow loss by the evaporation of moisture depending, of course, upon the fluidity of the fæces. The bladder evacuated one or two drachms of urine. This remained upon the bed, and could only have influenced the weight by slow gradual evoporation, and therefore in no way could account for the sudden loss.

"There remained but one more channel of loss to explore, the expiration of all but the residual air in the lungs Getting upon the bed myself, my colleague put the beam at actual balance. Inspiration and expiration of air as forcibly as possible by me had no effect upon the beam. My colleague got upon the bed, and I placed the beam at balance Forcible inspiration and expiration of air on his part had no effect. In his case we certainly have an inexplicable loss of weight of three-fourths of an ounce. Is it the soul substance? How else shall we explain it?

"My second patient was a man moribund from consumption. He was on the bed about four hours and fifteen minutes under observation before death. The first four hours he lost weight at the rate of three-fourths of an ounce per hour. He had much slower respiration than the first case, which accounted for the difference in loss of weight from evaporation and respiratory moisture.

"The last fifteen minutes he had ceased to breathe, but his facial muscles still moved convulsively, and then, coinciding with the last movement of the facial muscle, the beam dropped. The weight lost was found to be half-an-ounce. Then my colleague auscultated the heart and found it stopped. I tried again, and the loss was one ounce and a half and fifty grains. In the eighteen minutes that elapsed between the time he ceased breathing and until we were certain of death, there was a weight loss of one and one-half ounces and fifty grains, compared with a loss of three ounces during a period of four hours, during which time the ordinary channels of loss were at work. No bowel movement took place. The bladder moved, but the urine remained upon the bed, and could not have evaporated enough through the thick bed clothing to have influenced the result.

"The beam at the end of eighteen minutes of doubt was placed again with the end in slight contact with the upper bar and watched for forty minutes, but no further loss took place.

"My scales were sensitive to two-tenth of an ounce. If placed at balance, one-tenth of an ounce would lift the beam up close to the upper limiting bar, another one-tenth ounce would bring it up and keep it in direct contact, then if the two-tenths were removed the beam would drop to the lower bar and then slowly oscillate till balance was reached again.

"This patient was of a totally different temperament from the first; his death was very gradual, so that we had great doubt from the ordinary evidence to say just what moment he died.

"My third case, a man dying of tuberculosis, showed a weight of half-an-ounce lost, coincident with death, and an additional loss of one ounce a few minutes later.

"In the fourth case, a woman dying of diabetic coma, unfortunately our scales were not finely adjusted, and there was a good deal of interference by people opposed to our work, and although at death the beam sunk so that it required from three-eights to one-half ounce to bring it back to the point preceding death, yet I regard this test as of no value.

"With my fifth case, a man dying of tuberculosis, showed a distinct drop in the beam requiring about three-eights of an ounce which could not be accounted for. This occurred exactly simultaneously with death, but peculiarly, on bringing the beam up again with weights and later removing them, the beam did not sink back to stay back for fully fifteen minutes It was impossible to account for the three-eights of an ounce drop, it was so sudden and distinct, the beam hitting the lower bar with as great a noise as in the first case Our scales in this case were very sensitively balanced.

"My sixth and last case was not a fair test The patient died almost within five minutes after being placed upon the bed, and died while I was adjusting the beam.

"The net result of the experiments conducted on human beings is that a loss of substance occurrs at death not accounted for by known channels of loss Is it the soul substance? It would seem to me to be so. According to our hypothesis such a substance is necessary to the assumption of continuing or persisting personality after bodily death, and there we have experimental demonstration that a substance capable of being weighed does leave the human body at death

"If this substance is a counterpart of the physical body, has the same bulk, occupies the same dimensions in space, then it is a very much lighter substance than the atmosphere surrounding our earth, which weighs about one and one-fourths ounces per cubic foot. This would be a fact of great significance, as such a body would readily ascend in our atmosphere. The absence of a weighable mass leaving the body at death would of course be no argument against continuing personality, for a space-occupying body or substance might exist not capable of being weighed, such as the ether.

# ब्रह्मचर्य्यका अभाव।

"रस विना कविता वृथा है"—ठीक है यह बात।
पर किसे भीषण कथा रस—पूर्ण होगी ज्ञात॥
ब्रह्मचर्य्य—व्रत विना है जो हमारा हाल।
मित्र! उसका चित्र—दर्शन है बडा विकराल॥ १॥
बढरहे अब क्यों निरन्तर नित्य नूतन रोग।
क्यों न होते पूर्व के से शक्तिशाली लोग॥
सर्वथा अल्पायु होकर घट रहे क्यों आर्य्य।
पूर्वजों के तूल्य क्यों होते न हमसे कार्य्य॥ २॥
एक उत्तर है यहांपर—ब्रह्मचर्य्याऽभाव।
कर रहा घुसकर यही घर घर भयंकर घाव॥
वीर्य्य बलका मूल है संसार में जो सार।
ब्रह्मचर्य्याश्रम विना उसका कहां आधार॥ ३॥
ब्रह्मचर्य्याभाव है जब वीर्य्य का क्या काम।
वीर्य्य जब तन में नहीं बलका कहां फिर नाम॥
बल नहीं जब देह में हों क्यों न नाना रोग।
रोग युक्त शरीर कबतक भोग सक्ता भोग॥ ४॥
वीर्य्य दैहिक शक्ति का ही है नहीं आगार।
मानसिक बल बुद्धिका भी है यही आधार॥
कुछ विचार किया जहां मस्तक हुआ सविकार।
इस दशा में किस तरह हो ज्ञान का विस्तार॥ ५॥
एक वे हैं कर रहे जो अद्भुताविष्कार।
एक हम हैं खोल बैठे मूर्खता का द्वार॥
वीर्य्य बल सम्पन्न हैं वे हम विपन्न आशक्त।
भेद हम में और उनमें हो न क्यों फिर व्यक्त॥ ६॥
वीर्य्य से ही धीरता को धार सकते धीर।
वीर्य्य से ही वीरता को प्राप्त होते वीर॥
वीर्य्य से ही भीष्ममें थी आत्म—शक्ति असीम।
वीर्य से ही हाथियों को फेंकते थे भीम॥ ७॥

पुत्र ने मां का अभी छोडा नहीं पय-पान।
पौत्र-दर्शन की हमें इच्छा हुई बलवान॥
स्वल्पवय में ही तनय का कर दिया बस व्याह।
आह! इस वात्सल्य की भी है भला कुछ थाह॥ ८॥

वीर्य्य-रक्षा का जिन्हें मिलता न अवसर हाय।
क्यों न वे अल्पायु होकर नष्ट हो निरुपाय॥
प्राण से प्यारे सुतों का भूलकर परिणाम।
कर रहे मातापिता ही शत्रुओं का काम॥ ९॥

वीर्य्य की परिपुष्टता से हैं स्वयं जो हीन।
क्यों न हो सन्तान उनकी क्षीण और मलीन॥
कर कभी सकते न अंकुर बीज-गुण विच्छेद।
ईश-नियमों में कभी होता न विनिमय भेद॥१०॥

हाय! मेधा-शक्ति अब देती नहीं है साथ।
मक्खियां कैसे उडे, उठते नहीं है हाथ॥
पूर्ण यौवन कालही में हो गया कृश गात।
ब्रह्मचर्य्याभाव के हैं ये सभी उत्पात॥११॥

पूर्वजों के बुद्धिबल की बात कहते आज।
हाय! क्यों गिरती न हमपर लाजरुपी गाज॥
आज भी जिनके अलौकिक कार्य हैं अविलीन।
क्या वही पूर्वज हमारे थे हम्हीं से हीन॥१२॥

ब्रह्मचर्य्य-व्रत रहितकर शास्त्र-शीलन शुद्ध।
था प्रथम होना कहां तो पुष्ट और-प्रबुद्ध॥
हा! कहां अब जन्मते ही ये विषय के साज।
पतित होगा क्या? हमारा और अधिक समाज॥१३॥

मनुज में मनुजत्वका है चिह्न केवल शील।
ब्रह्मचर्य्य विना हुई उस शील में भी ढील॥
आत्म संयम हेतु है बस ब्रह्मचर्य प्रधान।
ब्रह्मचर्य्य मनोदमन का है प्रथम सोपान॥१४॥

वीर्य्य रक्षा के विना होते न अवयव पुष्ट।

